# માનસિંહ

અને

# અભયસિંહ-

## ની લોકપ્રિય વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૫ મી    પ્રત ૪૦[illegible]

સને ૧૯૨૮    સંવત ૧૯૮[illegible]

અમદાવાદ—શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં

જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

કિંમત રૂ. ૦—૮—૦

# માનસિંહ અને અભયસિંહ.

આગળ ભરતખંડમાં સ્વદેશીય ક્ષત્રીય રાજાઓનાં રાજ્ય જ્યારે પુર્ણ કળાએ હતાં અને ક્ષત્રીઓ પોતાની પ્રજાનું પુત્રની પેઠે લાલન પાલન કરતા હતા, તે વખતે જોધપુર નામના અતી રમણીય નગરના રાજ્ય સીંહાસન પર અજીતસીંહ કરી મહા દયાળુ રાજા વિરાજતા હતા. તે રાજા પ્રજા પાલનના સઘળા ગુણોથી સંપન્ન અને પરમ ન્યાયી હતો. તેના આવા ઉત્તમ ગુણોને લાયક, અને શીલવ્રત પાળનારી પદ્મવતી નામની રાજકન્યા સાથે તે રા પરણ્યા હતા. એ રાણી જેમ સતી શીરોમણી હતી તેમજ તે અત્યંત સ્વરૂપ અને લાવણ્યનો ભંડાર હતી, તેણીથી બે પુત્ર ઉત્પન્ન થયા હતા જેમાં મોટાનું નામ માનસિંહ અને ન્હાનાનું નામ અભયસિંહ હતું. એ ઉભય કુમારો પણ પોતાના માતાપીતાને અનુસરીને રૂપગુણોથી ભરપુર હતા. તેમની વય જેમ જેમ વધતા જતી હતી તેમ તેમ તેમનામાં સુંદરતા, મધુરતા, કોમળતા, નીતિ, ન્યાયતુલના, પ્રજાપાલનપણું વગેરે પોતાના જેવા ઉદાર ગુણો દીને દીને વધતા જતા જોવામાં આવતા હતા. રાજા પોતે અહરનીશ રાજ્ય સભામાં બીરાજતો હતો જેમાં પ્રધાનો, ન્યાયાધીશો, સેનાપતીઓ, કોટવાળો, સામંતો, શુરવીરો, પંડીતો, વગેરે રાજસભાને યોગ્ય પુરૂષો આવી ભરાતા હતા, તેમની સાથે સંકેત કરી રાજા રાજકારોબાર ચલાવતો હતો.

ચાલો હવે આપણે જોધપુરની અદ્ભુત રચના નીરખીએ. આ નગર ઘણા મોટા વીસ્તારમાં આવેલું હોવાથી તેમાંની વસનાર તમામ

પ્રજાના સરક્ષણને સારુ નગરની ચોતરફ ફરતો એક ઘણો મજબુત ઉંચો અને સુશોભીત બુરજોવાળો કીલ્લો બાંધેલો હતો. તેને બધા મળી બાર દરવાજા હતા અને દરેક દરેક દરવાજે પ્રત્યેક પહરે નોબત ગડગડી રહી હતી. અંદર દાખલ થઇએ તો ઠામ ઠામ સુંદર મહેલો આસપાસ સુગંધીદાર પુષ્પોવાળા ઝાડોથી શોભી રહ્યાં છે. જાહેર રસ્તાઓ પર સાંજ સહવાર પાણીનો છંટકાવ થઇ રહ્યો છે, દુકાનદારો પોતપોતાની એક સરખી બાંધણીની દુકાનોમાં જાતજાતનો માલ ગોઠવી બેઠેલા છે, રસ્તામાં સુંદર ઘોડાની જોડીથી જોતરેલા રથો, ચારટો, બગીયો, શીગરામો વગેરે આમથી તેમ ધમધમાટ ચાલી રહેલા છે, કંઇક છેલ છબીલા શોખીન જુવાનો ઘોડાપર સ્વાર થઇ પોતાના સોબતીઓને સાથે સહેલ સપાટા મારવા નીકળી પડેલા છે, તેમજ નગરની રમણીક રમણીઓ અનેક પ્રકારના રંગબેરંગી સુશોભીત વસ્ત્રાલંકારોથી ભરપુર થઈ માથે પાણીનાં બેહેડા રુમઝુમ કરતી ચાલી જાય છે, કોઈ સ્થળેથી નિશાળીઆઓ અનેક શાસ્ત્રોનું અધ્યયન કરી રહેલા છે, તેનો મધુરો અવાજ કાનને પવીત્ર કરે છે. કોઇ ઠેકાણે શીવાલયો તથા દેવ મંદીરોમાંથી ઘંટાઓના નાદ મનને અતી આનંદ આપે છે તથા શહેરનો વસવાટ ઘણો નીયમત હોવાથી ચારે જાત પોતપોતાના જથા જુદા બાંધીને રહેલીઓ છે તેથી કોઇ કોઇના મારગને વીષે રંચપણ વિરોધ ન આવતા સકળ પ્રજા હળી મળીને રહે છે. શહેરમાં ઠામો ઠામ નાનાં પણ શોભાવાળાં કુવા વાવ તથા સરોવરો તેમજ પુષ્પવાટીકાઓ જ ઝુમી રહેલી છે જેનો વપરાશ આખી પ્રજા કરે છે, પરંતુ સહુથી સુંદર અને મનહર બગીચો જેના ચંચળ ચીત્તને ચોરે છે તે તો ખાસ રાજકુંવરોને માટેનો જ છે એમાં દરેક જાતના નાનાં તથા મહોટાં પુષ્પવૃક્ષો ખુબ છટાથી શોભી રહ્યાં

છે જેવાં કે ગુલાબ, જાઈ, જુઇ, ચંપો, ચંપેલી, મોગરો, સેવતી વગેરે વૃક્ષો તો મસ્તકને સુગંધીથી તર કરી નાંખે છે. વળી આંબા, આમલી, ચંદન, નાળીયેરી, સોપારી, જમરુકી, નારંગી, સીતાફળી, કેળો વગેરે નાના પ્રકારના ફળવાળાં ફળોનો પણ પાર નથી, તેઓ વળી આંખને અને મનને આનંદ આપે એવી હારોમાં વાવેલાં છે, તેઓ પર જાત જાતના પક્ષીઓ આનંદથી ગાયન કરી રહ્યાં છે તેમાં કોયલનો રંગીલો ટઉકો તો ગમે તેવાં દુઃખી માણસના મનને રંજન કરી શીતળ કરી નાંખે છે, વળી સારા ને સરસ મનને આપનાર શોભીત બગીચામાં સ્થળે સ્થળે ફુવારાઓમાંથી પાણીની ઝીણી ઝીણી શેરો ખુબ જોરમાં ઉંચી જઇ નીચા પડતાં પાણીનાં છુટાં છુટાં બુંદ થઇ જાય તેને લેવાને કેટલાંક મોજી પક્ષીઓ ઉલાંટ ગુલાંટ ખાતાં ઉડે છે તે રમણીય દેખાવ મનને અજાયબીમાં ગરકાવ કરી નાંખે છે. આ મનોહર બાગમાં ઠેકાણે ઠેકાણે સુગંધી પ્રસરી રહેલી હોવાથી ભ્રમરો ગુંજાવર કરી રહેલા છે. એવા રંગબેરંગી રમણીય બાગની બરોબર મધ્યમાં રાજકુમારોને માટે એક સુંદર મહેલ ઉત્તમ કારીગરીથી બાંધેલો છે જેની શોભા તો વર્ણવી શકાય એવીજ નથી. તે એટલા બધા રાજર્શી વૈભવોથી ભરપુર કરી દીધેલો છે કે જેમાં દાખલ થતાં માત્ર ગમે તેવા દુઃખી માણસનું અંતઃકરણ આનંદથી ઉભરાઇ જાય! આ સુંદર મહેલની સામેજ એક વીશાળ સરોવર આવી રહેલું છે, એમાં કમળો એટલા બધા ખાલી રહેલા છે કે જાણે આ સરોવર તે કમળની ખાણજ હોયની શું? તેના પર નાનાં પ્રકારના પક્ષીઓ રુડા શબ્દોચ્ચાર કરતાં પોતાનો ચારો ચરી રહ્યા છે. આ સરોવરનું જળ ઘણું સ્વચ્છ અને મીઠું હોવાથી નગરની નારીઓ ત્યાંથી પાણી ભરી જાય છે. ઉપર જણાવેલા સરોવર પરના રંગમહેલમાં રાજકુમારો

પોતાની જુદીજ કચેરી ભરીને હંમેશાં બેસે છે. જેમાં તમામ રાજ્યના કારભારીઓ, સામંતો, પ્રધાનો, તેમજ નગરના નાગરીકો વગેરેના યુવાન સરખે સરખા પુત્રો ત્યાં એકઠા થાય છે. તેમની હજુરમાં ગાનારીઓ, કવીઓ, પંડિતો, વગેરે ગુણીજનો અનેક તરેહની વિદ્યા તથા ગુણોની ખુબીઓના ખેલ કરી બતાવે છે તેમજ ભાટ ચારણો વગેરે બંદીજનો ઘણાક ચાનક દેનારા ઇતિહાસીક હેવાલો કહી સંભળાવી રાજનીતિનો રસ્તો બતાવે છે.

આ પ્રમાણે સમગ્ર સુખ ભોગવતાં ઘણા દીન વહી ગયા છે, શીયાળાનો દીવસ છે, દહાડો ઘડી ચારેક ચડયો છે કે જે વેળાએ કીડીથી કુંજર સુધીના પશુ અને માખીથી ગરુડ સુધીના પક્ષીઓ તેમજ બાળક, યુવાન તથા વૃદ્ધ સ્ત્રી પુરુષો પોતપોતાના પોષણના અગર પરમાર્થના કાર્યમાં તત્પર થયાં છે, ત્યારે માનસિંહ અને અભયસિંહ રાજકુમારો ઉંઘ તજી દાતણ પાણી કીધા પછી સ્નાન અને નિત્ય કર્માદિ ક્રિયા કરી મહેલના સરોવર ઉપરના દીવાનખાનામાં આવી સુખાસન પર બેઠેલા છે, આ વખતે તેઓના હમેશના સંગાથીઓમાંનો કોઇ પણ સાથી તેમની પાસે નથી પણ ફકત તેમના હજુરના ખવાસ તથા નોકર ચાકરોજ કેટલાક છે. જેઓ પોતપોતાના કામકાજમાં આડાઅવળા ગુંથાયેલ છે એટલામાં દીવાનખાનામાં આવી બે ચાકરોએ ચાહ, કોફી તથા મશાલાદાર દુધ અને કેટલોક ઉંચી જાતનો મેવો લાવીને રાજકુંમારોની આગળ મુકયો. એ જોઇ અભયસિંહે મોટા ભાઇને કહ્યું કે, " આપણને હમણાં આ સઘળી વસ્તુઓનો ઉપયોગ કરવો ઉચીત નથી. કારણ કે આપણા રંગીલા રસીયા અને મોજીલા સોબતીઓ એક પણ હમણા છેજ નહીં અને તેઓ વગર એકલપેટા થઇ આપણે એકલાએજ કસુંબો

લેવો એ આપણા દરજ્જાને લાંછન લાગે એવું છે. માટે આપણે થોડીવાર રાહ જોઇ આપણા સોબતીઓ આવશે તેમની સાથે કસુંબા પાણી લઇશું. ”

## સોરઠો.

મેમાનોને માન દિલભરીને દીધાં નહીં,
એ મંદિર નહીં મસાણ સાચું સોરઠીયો ભણે.
કરમાં પહેરણ કડાં કર ઉપર કર કર્યો નહીં.
છ માંનવ નહિ પણ મડાં, સાચું સોરઠીયો ભણે.
સફરાં પહેરે સુત, ઓઢે પણ આપે નહીં,
તે ગણવા તાબુત, સાચું સોરઠીયો ભણે.

પોતાના નાના ભાઇની વ્યાજબી વાતનો સ્વીકાર કરી કસુંબો પીવો મુલતવી રાખી મહેલના ઉંચા ઝરૂખામાં જઇ બગીચાની રમણીય અને અલૌકીક રચના નીરખતા બેઠા.

આ પાર વગરની શોભા જોવમા તલ્લીન થયેલા રાજકુમારોને અહીં મુકી આપણે શહેરના નગરશેઠના ઘર તરફ જોઇએ. નગરશેઠ હીરાચંદશાહનું ઘર નગરના મધ્ય ભાગમાંના સુંદર ચોક પર આવેલું છે. ઘરની આસપાસ એક મહોટો વંડો છે. તેમાં એક નાજુક બગીચો બનાવેલો હોવાથી ઘરના મોખરાની શોભા ઘણી રમ્ય દેખાય છે. નગર શેઠ અને વળી રાજ્યમાં માનીતા એટલે તેમના દબદબાનું તો પુછવું જ શું ? વાડાનો દરવાજો મુકીને આગળ જઇએ તો પહેરેગીરો આમથી તેમ રૂવાબમાં પેરો ભર્યા કરે છે. બારણાના પગથી પર જાત જાતના ફુલોનાં કુંડા ગોઠવી મુકેલાં છે, ઘરના ચાકર નોકરો આમતેમ ધમધમાટથી કામકાજે દોડયા કરે છે. ઘર અતી વીશાળ અને સાત માળનું ઉચું છે અને છેક ઉપર

નજર કરતાં દરેક દીવાનખાનાની બારીપર બારી તથા ઝરૂખા પર ઝરૂખા ઝોકી રહ્યા છે. તે તથા તેમાં મેનાં પોપટ ચકોલ વગેરે જાત જાતના સુંદર શબ્દવાળા પક્ષીઓનાં રંગબેરંગી પાંજરા લટકાવી દીધેલાં છે, તે ઘણીજ શોભા આપે છે. આ શેઠને એકની એક ને ઘણી સ્વરુપવાન પુત્રી છે, જેનું નામ ઝીણાપદ્મની છે, શેઠની સઘળી સંતતીમાં એ બાઇ નાની અને બહુ સુલક્ષણી હોવાથી તથા પીતાને બહુ વ્હાલી છે. એ બાઇ છેક સાતમે માળે પોતાની સખીઓ સાથે હમેશાં આનંદમાં દીવસો કહાડે છે.

એક દહાડો ઝીણાપદ્મની પોતાનાં માત પીતા તથા ઘરના બીજા માણસો સાથે ભોજન કરીને ઉપર આવી સખીઓની સાથે બેઠેલી છે. સાહેલીઓ જુદી જુદી આનંદની વાતો કરતી પાનનાં બીડાં કરી આપે છે. એટલામાં એક સખી બોલી “ અહો સખી ઝીણા! તમે આવડાં મોટાં થઇને કદી પણ આપણું રળીયામણું નગર તો જોયું જ નહીં. નથી બજાર જોઇ કે નથી પનિયારે આવ્યાં. મોટા ઘરમાં જન્મ થયો એટલે તમે તો કેદખાને પુરાયાં કે શું? જાઓ મારી બાઇ. જોયું તેજ બસ. ખાધું પીધું રંગરાગ કીધો તેજ સાથે આવવાનું છે. આ રંગ બેરંગી વિચિત્ર દુનીયામાં આવી શું પશુ સમાન રહી જીંદગી ગુજારવી? ધન્ય છે પશુ પક્ષીઓને કે આ દુનીયાની અલૌકીક લીલાનો લાવો લે છે માટે એક દહાડો ચાલો તો આપણે સાથે પાણી ભરવા જઇએ.” એ સાભળી ઝીણા બોલી “ હા, તેં કહ્યું તે ખરૂં. મેં હમણાં સુધીમાં કદી પણ આંગણાંની બહાર પગ મુકયો નથી. અને મને નગરની રચના જોવાની ઘણી ઉત્કંઠા છે, છતાં આપણે મોટા ઘરના ફરજંદથી લાજ લાપી કેમ કરી જવાય? લોક નીંદે, હાંસી કરે, અને માથે આળ ચઢાવે

પણ જો મને માતાજી રજા આપશે તો કાલ આપણે સહુ સાથે પાણીએ ભરવા જઇશું. બીજે દહાડે પોતાની માની શીખ લીધી પછી સરવે સખીઓને સંગે લઇ ઝીણા માથે બહેડું મુકી પાણી ભરવાને ચાલ્યાં, ઝીણા અત્યંત રુપવંતી અને પદ્મની જાતીની સ્ત્રી હોવાથી તે વગર શણગારે જ અંધારે પ્રકાશી રહે છે છતા તેણે આ વેળાએ સોળે શણગાર સજ્યા છે. હસ્તિનીના જેવી ગતીથ સઘળી સખીઓના ટોળામાં હાસ્ય વીલાસ ને રૂમઝુમ કરતી ધીમે ધીમે ચાલી જાય છે તે સમયના તેના લાવણ્યનું વર્ણન ઘણું જ મોહક છે. આમ ચાલતાં ચાલતાં સહુ સહિયરોનું જુથ્થ રાજકુંવરોના બગીચાવાળા સરોવર તરફ આવે છે. ઝીણા આજે નવીન પહેલીવાર બાહાર નીકળી છે માટે તેને કશી ખબર નથી તેથી તેણીએ રાજકુંમારોન તરફ ને કીનારે જઇ પાણી ભરવા માંડયું.

હવે રાજકુમારોને તો આપણે મહેલના ઝરુખાઉપર બેઠેલા જોયાજ છે. ઝીણાને આવતી જોઇને તેણીના લાવણ્યતા તથા હસ્તિનીના જેવી ચાલથી રાજકુમાર માનસિંહ તો ચકીત થઇ ગયો. તેણે ઝીણાની ભણી એકીટસે નિહાળી નિહાળીને જોવાથી વિહ્વલ થઇ નાના ભાઇને કહ્યું કે વ્હાલા અભયસિંહ આ જરા જો તો ખરો ? શું ઇશ્વરની ખુબી ! ધન્ય તે એની લીલાને કે જેથી દુનીયામાં આવાં અલૌકિ રત્નો ઉત્પન્ન થાય છે ! આ વેળાએ અભયસિંહનું ચીત બીજી બાજુએ હતું તેથી મ્હોટા ભાઇનું આ બોલવું સાંભળીને એકાએક તે અચરત પામી બોલ્યો "શું ભાઇજી, એ શું કહો છો ?

માનસિંહે કહ્યું " અહીં જો તો ખરો, પહેલી તરુણ નવ–યોવના રુપસુંદરી કેવી શોભી રહી છે ? અહો ! તેની આંખ ગમે તેવા શુરવીરના હૃદયને તીક્ષ્ણ બાણ રૂપ થઇ ભેદી નાંખે એવી છે. એનું

મુખ પૂર્ણીમાના ચંદ્રની પેઠે દીપી રહ્યું છે એનું હૃદયસ્થળ પુરુષનાં મનને સહજમાં દ્રવીત કરી નાખે એવું છે. આહા એહનો સખીઓ પ્રત્યેનો વીનોદીત સ્વર કોકીલાને લજાવે તેવો છે. જાણે ઇંદ્રની મેનકા નામની અપ્સરા સખીગણો સહીત અંહી ઉતરી આવી હોયની તેમ તેણી આ સુંદર સરોવરના તટને શોભાવી રહી છે.

આ સાંભળી નાનો ભાઇ ખીન્ન વદને બોલ્યો. મ્હોટા ભાઇ! આજે તમારા સ્વભાવમાં હું ઘણો ફેરફાર થયેલો જોઉં છું કારણ કે તમારા જેવા શીલસંપન્ન પુરૂષના મ્હોમાંથી પરસ્ત્રી પ્રશંસાના અનુચિત શબ્દો નીકળે એ નહીં બનવા જેવું છે. આજે તમારા નીત્યના સદ્‌ગુરુમય સ્વભાવમાં ફેર પડેલો જોઇ આપણી સ્થિતિમાં પણ કોઇ પ્રકારનો નહીં ચીંતવેલો ફેરફાર થાય એમ મને લાગે છે. વિદ્વાન પુરુષોએ કહેલું છે કે "વીનાશકાળે વિપરીત બુદ્ધિ" એટલા માટે પ્રજા તો આપણા રાજ્યકુળનાં મનુષ્યોને પુત્ર સમાન ગણવી જોઇએ તેથી ઉલટું તમારાં પરસ્ત્રીના વખાણ રૂપ વાક્યો તો આપણા પીતા અજીતસિંહ રાઠોડ જેવા રાજાધીરાજના પદને લાંછન લગાડે એવા છે.

અભયસિંહનું આ પ્રમાણેનું વિનયવાળું બોલવું સાંભળી મોટો ભાઇ મનમાં જરાક શરમાઇ જઇ કંઇ પણ ઉત્તર આપ્યા વગર સ્તબ્ધ થઇ ગયો પણ તે ઝીણાનું મનોહર રૂપ તેના અંતઃકરણમાં નિવાસ કરી રહેલું હોવાથી માનસિંહ તેણીની તરફ એક નજરે જોઇ રહ્યો.

### દોહરો

ચુંબક ખેંચે લોહને, પંકજ ભ્રમર પ્રકાશ;<br>
નારી નર નયનાં હરે, નીજ નયનોની પાસ.

ચીત ચકોર તણું હરે, ચંદ્ર રહી આકાશ;
નારી નર નયના હરે, નીજ નયનોની પાસ.

નારી સ્વરૂપના આવા અદભુત ગુણને લીધે માનસિંહનું ધ્યાન ઘણુંજ એકાગ્ર થઇ તે સરોવરપરના રમણી તરફ લાગી રહ્યું છે, જે કોઇ પ્રકારે પાછું ફરતું નથી, એથી ફરી તેનાજ આવેશમાં તે નાના ભાઇ પ્રત્યે બોલ્યો અરે ભાઇ અભયસિંહ ! હું તને વારંવાર શું કહું ? મેં આવી મનોરમા રમણી ત્રીલોકમાં જન્મ ધરીને કોઇ સ્થળે પણ જોઇ નહોતી તો પછી આ કામોદીપક બગીચામાં તો કયાથીજ જોઇ હોય ? માટે આ ઉર્વસી આકાશથી ઉતરી આવેલી હોય એમ ભાસ થાય છે. આપણે તેની નીરીક્ષા કરવી જોઇએ કે જેવું એનું અવર્ણનીય સૌંદર્ય છે તેવું શાણપણ તેનામાં છે કે નહી અને ત્યાંજ એને માલમ પડે કે રાજકુમારો મહેલમાં બેઠા છે.” આ સાભળી અભયસીંહ બોલ્યો, ‘વડીલબંધુ ! પરસ્ત્રીનું સ્વરુપ અને શાણપણ શા કામનું ? એને તો ગુણવાન પુરૂષો પરાઙ્મુખથી સદા ધીક્કારતા આવ્યા છે અને તેટલા માટે તમે માનો તો બહુ સારૂં. એ વાતની છેડ લેવાથી આપણી આ કુળ લાછન લાગશે એટલુંજ નહી પણ આપણી ગરીબડી પ્રજાનાં કોમળ અંતઃકરણ દુખાશે. ” માનસંહ બોલ્યો કે “ મારે પ્રજા સામે તો કુડી નજર કરવી નથીજ, પણ માત્ર હાસ્યવિનોદથી તમાસો જોવો છે.” આ પ્રમાણે ઉભય બંધુઓ ઝરૂખામાં બેઠા બેઠા વાતો કરે છે એટલામાં સરોવરે આવેલી સઘળી પનીહારીઓ પાણીનાં બેહડા માથે લઇ જુથ થઇ નગર તરફ ચાલવા માંડી. ઝીણા શરીરે અતી કોમળ અને મોટા ઘરનું છોરૂ એટલે કોઇ દીવસ એક શેર ભાર પણ માથે ઉપાડવાની જરૂર પડેલી નહી તેથી બેહડાના ભારને લીધે પોતાના

સખીઓથી તેણી કેટલીક પાછળ રહી ગઇ. સાહેલીઓ ઘણે દુર ચાલી જશે એમ ધારી જરા ઉતાવળી ચાલવા માંડી એટલામાં ઇશ્વર ઇચ્છાથી તેના પગમાંનું ઝાંઝર નીકળી પડયું એટલે તે પાછું પગે પહેરવા માટે ઉભી રહેવાથી પોતાની સખીઓના સાથથી તે ઘણી પાછળ પડી ગઇ. આ વખતે સુરજના સંપુર્ણ કીરણો તેણીના આખા શરીરપર પડતાં હતાં, તેનુ તથા તેના વસ્રાલંકારો સહીત સુંદરમય શરીરનું તેજ એકાકાર થઇ રહ્યું હતું તે જોઇને માનસીંહતો દીવાના જેવો બની રહ્યો ! પછી તે નાનાભાઇ પ્રત્યે ફરીથી કહેવા લાગ્યા. "આ અભયસીંહ, આવી મનમોહના ફરી ફરીને અહીં આવશે નહી માટે આપણે એને કંઇક સમસ્યા તો કરવીજ જોઇએ નહીં તો આપણી હામ આપણા મનમાંજ રહી જશે" અભયસીહ આથી કંટાળી જઇ બોલ્યો આપ મારા વડીલ બાંધવ છો તેથી મારા શીરના છત્રરૂપ છો માટે આપને કંઇ કહી શકતો નથી પણ ટુંકામાં એટલુંજ કે, કેમે કરી આ વાતને તમે જતી કરો. તોપણ માનસીંહ તેના બોલવા પર કશું લક્ષ ન દેતાં તાનમાંજ બોલ્યો "બસ હવે તું બસ કર, તું હજી બાળક છે માટે તને એવી રસીકતાસંબધી જ્ઞાન કયાંથી હોય" વળી તે ફરીને બોલ્યો હું કંઇ તારૂં ધાર્યું કરવા જોગ નથી. ગાદીનો ધણી તો હું છું. તું મને શું શાખામણ દઇશ ? એ પ્રમાણે અભયસિંહને તુચ્છકારી કાઢી પોતાની લીધેલી હઠને સ્વાધીન થઇ માનસિંહે પોતાના હાથમાં કમાન લઇને તેમાં સીસની ગોળી ભરાવી ઝીણની ગાગરપર તાકીને મારી; ગોળીના મારથી ગાગને કાણું પડયું અને તેમાંથી ધીમે ધીમે પાણીના ધાર ચાલી આથી ઝીણુએ પહેરેલી અમુલ્ય સાડી ભીંજાવા માંડી. આ જોઇ માનસીંહે અભયસીંહને કહ્યુ કે, 'આતો આપણા ધાર્યા પ્રમાણે કીધું. પણ હવે તે આપણે પાડેલું કાણું આપણેજ હાથે બંધ થાય ત્યારેજ આપણી ચતુરાઇ. માટે હવે

એટલુંજ કામ તું કર. અભયસીંહે તે સ્ત્રી સામુ હજુ સુધી જોયું ન-હોતુ ને નીચે મોઢેજ મોટા ભાઇની સાથે વીવાદ કરી રહ્યો હતો પણ વડા ભાઇએ ગાગરનું કાણું પુરવાનો હુકમ કીધો. એક તો વડીલ ભાઇ અને ગાદીનો વારસ એટલે તેનું કહ્યું કરવુંજ પડે માટે અભય-સીંહે કમાન લઇ ગોળી ચઢાવી પણ કમાન તાણીને ઝીણાની સામું જુવે છે એટલામાંજ તેના તેજને લીધે તે અંજાઇ ગયો તેથી ગોળીના ઘાથી સાંધ બરોબર ન પુરાતાં થોડુંક કાણું રહી ગયું. તેમાંથી ઝીણી ઝીણી પાણીની ધારા વહેતી રહી એટલે તરત જ ઝીણાને પોતાની સાડી ભીંજાયલી માલમ પડી, તેણીએ લાગતું પાછળ વળી ઉંચુ જોયું તો ઝરૂખા પર બેઠેલા રાજકુમારો તેની નજરે પડયા આથી જાણી ગઇ કે જરૂર મારે માટે કાવતરૂં થયું. આ બનાવને લીધે તેણી ગભરાઇ એટલે પોતાની સાહેલીઓ અને પોતાનાં વચ્ચેનો અંતર હતો તે બમણો થયો. આથી તેણે પોતાના મનમાં એવો વીચાર કીધો કે, આજે આટલું થયું તો કાલે વધારે થવાનો સંભવ છે અને વળી આટલી જ વાત રખે જો કોઇના જાણવામાં આવી તો મારૂં ડહાપણ ધુળમાં મળી જશે. તેમજ મારા પીતાના કુળને હીણપત લાગશે અને આખરે કોઇ દીવસ મારી લજ્જા જશે, માટે હું તો મારા પ્રાણને કાળના મુખમાં આપીશ. મારે જીવીત આ ક્ષણભંગુર સંસારમા કાંઇ કામનું નથી.

## દુહો.

લાજ રખે તો જીવ રાખ, લાજવણ જીવ ન રાખ;
કવી ગંગ કહે કીરતારકું, દોનુ ભેલી રાખ.

આવા અફસોસમાં ઝીણા ઘેર આવી. તો પોતાની માતા ઘરના દીવાનખાનામાં બેઠેલી છે. પાણીનું બેડેડું ઘરમાં ઉતારી પોતાની મા-

પાસે ન જતાં ઝીણુ લાગલીજ પોતાના દીવાનખાનામાં ગઇ અને મનમાં થતા સંતાપને ન દબાવી શકાયાથી પેટીમાંનું વીષ એક કટોરામાં કાઢી ઘોળીને પીવા માટે તૈયાર કીધું. વીષ પીવા માટે કટોરો હાથમાં લઇ રૂદન કરતી તે બોલી—

ઓછે કુખે અવતરી, પાપ તણો નહી પાર;
અણખુટે મરવું હવે, લેખ લખ્યા કીરતાર.

આવા અંદેશામાં ઝીણુ બેઠી છે એવામાં તેની માએ વીચાર કીધો કે, આજે ઝીણુ સોળે શણગાર સજીને સાહેલીઓ સાથે આનંદથી પાણી ભરવા ગઇ હતી, પણ તે પાણી ભરીને આવી તે વખતે જતી વખતના જેવી આનંદી દેખાઇ નહી પણ ઉલટી ઘણીજ દીલગીર માલમ પડી તેનું કારણ શું હશે? કોઇ સાહેલી સાથે વીખવાદ થયો કે કોઇએ અપશુકન દીઠો કે કેમ થયું તે હું એને પુછું તો ખરી એવા વીચારથી શેઠાણી ઝીણુના દીવાનખાનામાં દાખલ થઇ ને જુવે છે તો તેના હાથમાં ઝેરનો પ્યાલો તેમની નજરે પડયો! આ જોઇ શેઠાણી અજાયબી પામી ઝીણુને ઘણીજ આતુરતા સાથે પુછવા માંડયું, “અરે બેટા આ શું છે, આપણા નીષ્કલંક કુળને તું કેમ બટો લગાડે છે? ને શા કારણથી તું આત્મઘાત જેવું અઘોર કૃત્ય કરવા બેઠી છે? તને શું દુઃખ છે? તારૂં કોઇએ અપમાન કીધું છે કે કંઇ હલકા શબ્દો કહ્યા છે? બેટા જે કોઇએ તારી સાથે કોઇ પ્રકારની હલકાઇ વાપરી હોય તેની જીભ ખેંચાવી નાખું, માટે મને તારૂં સંકટ કહે તો ખરી!”

એ સાંભળી ઝીણુએ ગદગદીત કંઠે કહ્યું, મારી માયાળુ માતા મને કારણ પુછવામાં કે બચાવવામાં તમારી લાજ રહે તેમ નથી માત્ર એટલુંજ કે, તમારા પવીત્ર કુળને ડાઘ લગાડનાર હીનભાગીણી હુંજ

અવતરી જેથી મારે આ સંસારમાં કંઇ કારણુ નથી. શેઠાણી બોલ્યાં " એટલું બધું શું છે ? બેહી, તને જે કંઇ સંકટ પ્રાપ્ત થયું હોય તે મને ખરેખર કહી દે નહી તો તને માતા આજ્ઞા તોડવાનું પાપ લાગશે ને તેથી તારા ડહાપણને ખામી લાગશે " આ પ્રમાણે શેઠાણીએ આત્યાગ્રહ કીધાથી ઝીણા ડસકાં ખાતી કડકે કડકે બોલી. " મારા દયાળુ માતા, હું તમને શું કહું. જેના તરફથી મને સંકટ પ્રાપ્ત થયું છે તેના સામે આપણું કશું ચાલે તેમ નથી અને તેથી કરીને મીથ્યા લોકવાણુંએ ન ચડતા મને આ રસ્તોજ ઠીક લાગે છે" ફરી તેણી જરા સાવધ થઇ રાજકુંવરો પ્રત્યેના ગુસ્સાના ઉભરાટમાં બોલી. " રાજાએ પોતાની પ્રજા પ્રત્યે વર્તવું જોઇએ તે રીતથી આપણો રાજા ન્યાય કહેવાને છતાં વર્તતો નથી એમ અનુમાન કરવું પડે છે, કારણ કે પુત્રો પીતાના જેવા ગુણે કે અવગુણોથી ભરપુર હોય એવો સાધારણ સંસારી નીયમ છે. અને તેથી કરીને આપણો રાજા ઉન્મત સ્વભાવવાળો હોવો જોઇએ કેમકે તેના દુષ્ટ કુંવરોએજ આજ મને આ વ્યવસ્થાને માર્ગે પહોચાડી છે. માતા, એ રાજકુંવરો, કે જેઓ સરોવર પરના મહેલના ઝરૂખામાં બેઠા હતા તેઓએ મારી પાણીની ગાગર પર નીશાન તાકી ગોળી મારી અને તેથી મારી ગાગર ફુટતાં પાણી વહી જવા માંડયું. એટલામાં બીજી ગોળી મારીને તે બંધ કીધું. આ બનાવ જોઇ હું બહુ ગભરાઇ અને શ્વાસભર અહીં આવી પહોંચી. માજી આજે તઓએ આટલું કીધું તો ફરીને તે દુષ્ટોને આ કરતાં વધારે અને ઉન્માદ ભરેલું કામ કરતાં શી વાર ? માટે મારી લાજ મારી સાથેજ રાખીને આ જગતને નવગજના નમસ્કાર કરવા તેજ ભલું નહીં તો મારી લાજ રહેનાર નથી. એમ જાણી હું આખરનો ઉપાય અમલમા લેવા બેઠી છું, માટે સુખેથી મારૂં ધાર્યું

કરવા દો." આટલું બોલી હાથમાંનું વીષપાત્ર મોંઢે માંડવા જાય છે, એટલામાં તેની માએ તે ઝડપ લઇ તેમાંનું ઝેર ઢોળી નાંખ્યું, અને તેને તે પ્રમાણે આત્મઘાત કરી અમુલ્ય આત્માનો સહજવારમાં નાશ કરતી અટકાવવા માટે ઘણી તરેહના સોગન દીધા. તેમજ તેમ ન કરવા માટે સખત બંદોબસ્ત કરીને વળી તેણીને સમજાવી કે, "બેટી, તું શાને માટે ડરે છે? આપણે નગરશેઠ છઇએ અને આપણી પાસે ધન દોલત જોઇએ તેટલું છે, તેમજ આખાં જોધપુરનું તો શું પણ તેનાં પરગણાનું સઘળુ મહાજન આપણા કબજામાં છે. માટે જો આપણે ધારીશું તો રાજાના વિરૂદ્ધ થઇ તેનું આખું રાજ ઉજજડ કરાવી દઇશું." આ પ્રમાણે બાજા ઘણા દીલાસા દઇ શેઠાણી ત્યાંથી ઉઠયા, અને તરતજ જ્યાં નગરશેઠ બેઠા હતા ત્યાં જઇ આ સઘળી હકીકતથી તેમને જાણીતા કીધા; શેઠને ઘણું માઠું લાગ્યું. તેથી તરત જ તેમણે સઘળું મહાજન એકઠું કરી રૂપાબાઇ બધી બીના તેમના આગળ કહી સંભળાવી, તે ઉપરાંત કહ્યું કે "આજે અમને તો કાલે તમને, સો મહાજનની આબરૂ તો ભેગી છે માટે આપણે હવે આ નગરમાં રહેવું યોગ્ય નથી." એ પ્રમાણેનો ઠરાવ કરી સૌ લોકો બીજે દિવસે પરોઢીયામાં પોતાના સરસામાન ગાડામાં ભરી તૈયાર થયા અને ઉચાળો ભરી ચાલવા માંડયું હજુ સુધી પ્રાતઃકાળ થયો નહોતો એટલે શાહેરના દરવાજા બંધ હતા માટે મહાજન સઘળું પોળ આગળ આવી અટકયું. દરવાનને દરવાજા ઉઘાડવાનું કહ્યું તો તે બોલ્યો કે, "આ વખતે દરવાજો કેમ ઉઘાડાય? તમે સઉ મહાજન એકઠા થઇ આ ટાણે કયાં જાઓ છો?" આગેવાની શાહુકારો બોલ્યા કે, તારે તે બાબત પુછવાની કંઇ જરૂર નથી માત્ર અમને વખત થાય છે માટે જલદીથી દરવાજો ખુલ્લા કર. અમે તો આ નગર છોડીને

જાઇએ છીએ. ” આથી દરવાન અજાયબ પામી બોલ્યો. “ એમ હોય તો દરવાજો ઉઘડાતો નથી. તમારે ઉઘડાવવોજ હોય તો ખુદ રાજાની રજા લઇ આવો. ” મહાજન કહે કે જો રાજાને ગરજ હશે તો પુછવાને આવશે અમારે એવા અનીતિમાન રાજાના રજ્યમાં વસવાની જરૂર નથી. પોળીઆએ માહાજનને વિનંતી કરી કહ્યું. “ કૃપા કરી થોડીવાર ઉભા રહો હું રાજાનેજ અહીં બોલાવી લાવું છું. અથવા તો તેમની રજા લઇ આવું છું. ” એમ કહી તે દોડતોજ રાજાના દરબારમાં ગયો. એ વેળાએ રાજા ઉંઘતા હોવાથી ત્યાં આગળ દરવાનથી જવાય નહીં માટે તેણે દેવડીપરના પહેરેગીરને કહ્યું પહેરેગીરે આ સમાચાર ખુદ રાજાનો ખવાસ કે જે આ વખતે રાજાને વાયુ ઢોળતો હતો તેને જાહેર કર્યાં. ખવાસે રાજાને તરતજ ઉઠાડયા અને કહ્યું, “ મહારાજાધિરાજ ! આપણા નગરનો દરવાન આપને કંઇ જરૂરની હકીકત કહેવા માટે દેવડીપર ઉભો છે. ” આ સાંભળી રાજા તુરતજ દેવડી આગળ આવ્યા, ને દરવાનને બોલાવી પુછ્યું, ‘ કેમરે શું કહેવા માગે છે.’ દરવાન પ્રણામ કરીને બોલ્યો “ ધર્મધુરંધર, રાજાધિરાજ, આ વખતે આપણા નગરના મહાજન લોક એકત્ર થઇ પોતપોતાના ઉચાળા ભરીને શહેરના દરવાજે આવી ઉભા છે, તેઓએ મને દરવાજો ઉઘાડવાનું કહેતા મેં ઉત્તર આપ્યો કે મને રાજાજીનો હુકમ નથી માટે હું આ વખતે દરવાજો ઉઘાડી શકનાર નથી. પછી સૌને ત્યાં આગળ ઉભા રાખી આપને એ સર્વ વાત જાહેર કરવા હું અહીં હજુરમાં આવ્યો છું. માટે જેમ હજુરની આજ્ઞા હોય તેમ કરવા તૈયાર છું. ” એ સાંભળી રાજા વિચારમાં પડ્યો, અને પોળીઆને કહ્યું, “તુ જા, મારા આવ્યા પહેલાં દરવાજો ઉઘાડીશ નહીં. હવે પાછળથી પોતાના બે ચાર ખાસ હજુરીયાઓને

સાથે લઇ રાજા તુરતજ ઘોડેસ્વાર લઇ ત્યાં જઇ પહોંચ્યો. પછવાડેથી જેમ જેમ જાણ થતું ગયું તેમ તેમ બીજા અમીર ઉમરાવો દોડાદોડ કરી આવવા લાગ્યાં એમ કરતાં સઘળી દરબાર પોળ આગળ જ ભરાઇ ગઇ. રાજાજીને ત્યાં પહોંચતાવાર સઘળા લોકોએ નીચે વળી પ્રણામ કર્યા. રાજા મહાજનને જોઇને બોલ્યો, " અરે મારી પુત્ર સમાન પ્રજા આ વખતે મારા શહેરમાંથી એકત્ર થઇ ચાલી જાય છે તેનું કારણ શું ? શું મારા શહેરમાં તમોને ધંધો રોજગાર નથી મળતો ? કે શું ચોર ચખાર કે એવા બીજા લુચ્ચા હરામીઓનો ઉપદ્રવ છે ? કે મારી પોતાની તરફથી કિંવા મારાં કુટુંબ તરફથી તમને કોઇ સંતાપક થઇ પડયું શું ? એ પ્રમાણે રાજા બોલવા છતાં આખા મહાજનમાંથી કોઇ પણ મનુષ્યે પ્રત્યુત્તર ન આપવાથી રાજાએ ફરી કહ્યું. " તમારે જવું હોય તો ભલે, પણ મારા તરફથી તમને શહેર છોડવાનું શું કારણ બન્યું છે તે યથાર્થ મને જણાવી પછી બેલાશક જાઓ. લોકો બોલ્યા " ગૌબ્રાહ્મણ પ્રતિપાળ રાજાધિરાજ ! આપના રાજ્યમાં અમને કોઇ પણ જાતનું દુઃખ નથી. અમો સર્વ વાતે સુખી છીયે, પણ માત્ર અમારા અન્નોદક તમારા શહેરમાંથી ઉઠયાં છે તેથીજ જઇએ છીએ. " રાજા બોલ્યા " એ કંઇ માનવાજોગ કારણ કહેવાય નહી માટે એ સઘળી વાત છોડી દઇ જે ખરૂં કારણ હોય તેજ દર્શાવી દો. " આવી રિકઝિક થાય છે એટલામાં બે ચાર બટકબોલા હતા તે એકદમ બોલી ઉઠયા. " રાજાજી સાહેબ એ લોકો તો શરમમાં રહી નાહક ગળચવા ગળે છે, પણ અમે સાચ્ચા બોલા છીએ, તેથી ખરેખરૂં બોલ્યા વગર રહેવાતું નથી માટે કૃપા કરી અમારૂં સાંભળશો, એમ કહી શહેર છોડી જવાનું સઘળું કારણ રાજાને અથઇતિ કહી સંભળાવ્યું, ને પછી છેલ્લે કહ્યું.

" મહારાજ આ નગરશેઠના ઘરની લાજ લીધી તો કાલે અમારી વહુ દીકરીની લાજ લેવાશે. " આટલું સાંભળતાંજ રાજા તો અત્યંત ક્રોપાયમાન થઇ ગયો. ગુસ્સાને લીધે આંખ્યો લાલ થઇ ગઇ ને મોં અતિ વિક્રાળ થયું તેમજ આખા શરીરપર લાલી આવીને રૂંવાટાં ખડાં થઇ રહ્યાં. આવા આવેશમાં રાજા બોલ્યો હાંરે ! કોઇ છે કે ? જાઓરે મારા દુષ્ટ અને રાજ્યનીતિને તોડનાર અપરાધી કુંવરોને એકદમ દેશવટો આપો. વળી તેમને કહો કે, બાર વર્ષ પર્યંત વિદેશમાં રહી પછી અહીં આવવું હોય તો આવજો ત્યાં સુધી તમારાં કલંકીત મોઢાં મને દેખાડશો નહીં " કુંવરો જાતે ગુણવાન છે તેમજ સર્વને ઘણા વહાલા છે. રાજાએ પોતે ગુસ્સાના આવેશમાં હુકમ તો કર્યો પણ કોઇ ચાકર તેના આ હુકમને ઉઠાવવાને ચાલી નીકળ્યો નહીં. સૌ મહાજન લોકોનાં મોઢાં ઉતરી ગયાં. સૌ મનમાં વિચાર કરવા લાગ્યા કે અરે આપણે પોતાના શિરછત્ર રાજાને વારસ વગરનો કીધો. રાજા પોતે તો હવે વૃદ્ધ થયો છે, માટે તેના રાજ્ય સિંહાસનપર રાજકુંવર વગર કોણ બિરાજશે ? એ પ્રમાણે અમીર ઉમરાવ તથા સીપાઇ અને ખવાસ લોક સુદ્ધાં આ હુકમ સાંભળી સ્તબ્ધ બની રહ્યા. મહાજન સઘળું રાજાને કાલાવાલા કરી આવો કઠણ હુકમ ફેરવવા ઉમેદવાર થઇ રહ્યું. પણ રાજાને તો ક્ષણે ક્ષણે ક્રોધ વધારે ચઢવા માંડયો ને ફરીને બોલ્યો, " કેમરે, કેઇ સાંભળતું નથી કે ? રે હું શું ઘાસ કાપું છું કે ! જાઓ જલદી કરો અને મારા હુકમને અમલમાં લાવો જ્યાં સુધી કુંવરોને દેશનીકાલ થશે નહિ ત્યાં સુધી મારે અન્ન જળ તેમજ અમલ કસુંબો પણ લેવો હરામ છે. હવે રાજાને વારંધડીએ કસુંબા પાણી વગર ચાલતું નથી અને તેમાં વળી સવારમાં ઉઠયાં ત્યારથી બિલકુલ અમલ લીધું

નથી તેથી જીવ તાલીવેલીપર આવી રહ્યા છે. આટલું છતાં કુંવરો રાજાનો હુકમ સંભળાવવા જવા માટે કોઇ તૈયાર થયું નહીં એટલે તો રાજા ઘણો જ ક્રોધાયમાન થઇ મ્યાનમાંથી ખડગ કાઢી બોલ્યો, " રે મારું કહ્યું કોઇ નહી માનશે તો આ વિજળીના પરકારાની પેઠે ચમકતી તરવારથી બંને કુંવરોનો શિરચ્છેદ મારે હાથેજ કરીને પછી કસુંબો પીશ.

આવો રાજાનો હદ બહારનો ક્રોધ જોઇને સૌ થરથરી ગયું ને પછી તેના હજુરીયાઓમાંથી ચંદુમિયાં ને પનુંમિયાં નામના બે બહાદુર માણસો ઉઠી જવાને તૈયાર થયા. તેઓને પ્રધાને ભલામણ કરી કે જાઓ ભાઇ, કુંવરો જીવતા રહેશે તો કોઈ પણ દિવસે તેમનાં સુકોમળ મુખડાં જોવા વખત પરમેશ્વર લાવશે. આપણા રાજાજી હઠીલા છે તેથી તેઓ કુંવરોનો મિથ્યા ઘાત કર્યા વગર રહેશે નહિ માટે જલદી જાઓ અને તેમના આ મર્મથી રાજપુત્રોને જાણીતા કરો. એ સાંભળી એ બંને હજુરીઆઓ તુરત ચાલી નીકળ્યા. હરકોઇ સારા સમાચાર લઇને જવું હોય ત્યારે તો જનાર માણસના મનમાં તે સમાચાર સામા મનુષ્યને કહેવા માટેનો મોટો ઉમંગ હોય છે, પણ આતો તે કરતાં ઉલટુંજ હતું, એટલે તે બંને જણા દરબારમાં જ્યાં રાજપુત્રો ને દાસ દાસીઓ સોનાના બાજઠપર બેસાડી સ્નાન કરાવતાં હતાં, ત્યાં જઇ ગમગીની ભરેલે ચહેરે કંઇ પણ બોલી નહી શકવાથી ઉભા રહ્યા પરંતુ આ વેળાએ તેમને પહેલાં બોલાવાની કંઇ જરુર રહી નહી, કેમકે માનસીંહની નજર તેમના પર પડવાથી તે ગાભરો બની ગયો અને તરતજ તેમને પુછ્યું " કેમ ભાઇ આજે સવારમાં પીતાજીને અમારૂ શું કામ પડ્યું છે ? જો તેવું જરૂરનું કામ હોય તો અમે પછી નાહીશું માટે જે

હોય તે અમને કહી દો. આ સાંભળી હજુરીયાઓ ગળગળા થઈ ગયા, અને બોલવાનો યત્ન કરવા છતાં પણ કુંવરો પ્રત્યે તેમનાથી બોલાયું નહીં તેમની આખોમાંથી આંસુ પડતાં જોઇને માનસિંહે પુછયું, ભાઇ છે શું ? જે હોય તે બેલાશક કહો જરા પણ અંદેશો રાખતા નહી " ત્યારે જરા કઠણુ હૃદય કરી તેઓ બોલ્યા " કુંવરજી સાહેબ શું કરીએ કહેવાય એવું નથી, તેમ કહ્યા વીના રહેવાય તેમ પણ નથી. અમારા કરમના ભોગજ અમે સમજીએ છીએ કેમકે આ પાપી પેટ પછવાડે પડયું છે, તેને લીધેજ શોકજનક પ્રપંચોમાં પડવું પડે છે, " એમ કહી રાજાનો હુકમ તેઓને જાહેર કીધો. આ સાંભળીને માનસીંહ તો કલાહીનજ થયો ને કંઇ પણ ઉત્તર આપી શકયો નહીં. ત્યારે અભયસિંહ તેના સામું જોઇ બોલ્યો કેમ ભાઇ ! કાલે તો તમે મને તીરસ્કાર કરી કહેતા હતા કે લીધેલી હઠ મુકીશ નહી અને આજે આટલા વિચારમાં શાને પડયા છો ? આ શું ક્ષત્રી પુત્રનો ધર્મ કે ? બસ હવે કંઇ પણ શોચ કે વીચાર કરવાનું જરૂર નથી કારણ કે પરસ્ત્રીરૂપ તોફાની મોજાંવાળા મહાસાગરમાં તમારી નજર રૂપ નાના સરખા નાવડામાં બેસી ઝોકાવી દીધું છે, તો તેમાંથી પાર ઉતરવું મુશ્કેલ જ છે. માટે લીધેલી વાત મુકવી નહીં. એ તમારા બોલને હવે કેમ ઢીલો મુકી દો છો ? જુઓ—

### મનહર છંદ

પહિલે બીચારી બોલ બોલીએ સુજાન નર,<br>
બોલ પીછે કબહુ ન ફીર બદલાઇયે;<br>
બદલ ગયેસેં જાય બાત મહા પંડીતકી,<br>
ગઇ બાત આબરૂસે ફીર કહા પાઇયે;

કહીયે ન પ્રીત કાહુ નર ઓર નારી સંગ,
કબુ કરદીની તબ ફીર ન છુડાઇયે;
તુટી પ્રીત જોડની હો જાત હે કઠીન અતી,
જેસે તુટયો કાચ મોતી વાંકુ કાં સંધાઇયે.

માટે હોય! રજપુત બચ્ચા છઇએ તો દેશવટો પણ ભોગવીએ. પીતાના રાજ્યમાં આપણુને ઘણુંએ સુખ છે પરંતુ એ કરતાં પણ જો વીદેશમાં જઇ આપણે પોતાનાજ પુરૂષાતનથી કંઇ પરાક્રમ કરી બતાવીએ ત્યારે જ આપણા જીવતરને ધન્ય છે, નહી તો શું? એવો સદુપદેશ અભયસિંહે કર્યો તે સાંભળી તરતજ માનસીંહનો જુસ્સો જાગૃત થયો અને સ્નાન ઝટપટ કરી લઇ બંને ભાઇ પોશાક પહેરી અનેક તરેહનાં શસ્ત્ર તથા અસ્ત્ર સજી પોતાની માતાને મળવા ગયા. માએ પ્રાતઃકાળમાંજ પોતાના લાડકવાયા બંને કુંવરોને વસ્ત્રશસ્ત્રા સજેલા જોઇ અચરજ પામી પુછ્યું, કેમ દીકરા! આ ટાણે શીદ પધારો છો?" કુંવરોએ સર્વ હકીકત પોતાની માને વીદીત કરી એ સાંભળતાં વારજ તેણે તો અત્યંત વિલાપ કરવા માંડયો પણ તેથી શું વળે? પછી તેણે તરતજ કારભારીઓને પોતાની સમક્ષમાં બોલાવ્યા અને તેમને ઘણી તરેહથી સમજાવીને કહ્યું "તમો રાજ્યના કારભારી છો, એટલે આખા રાજ્યનો ભાર તમને છે, માટે મારા ફુલડાં જેવા કોમળ કુંવરોને દેશવટો દેવાનો રાજાનો દુરાગ્રહ કોઇ પણ રીતે સમજાવીને છોડાવી દો, કુંવરો બાળક છે. અને કદી તેમનાથી એકવાર ભૂલ થઇ ગઇ તો તે ક્ષમા કરવી જોઇએ" એ વગેરે ઘણીક તરેહની રાજાને સમજાવવાના પ્રકારો કહ્યા ઉપરાંત રાણીજી તો કારભારીઓ જો રાજાને વારે તો તમને શિરપાવ આપવાને તૈયાર થયા. તેઓ બોલ્યાં. "જો કોઇ મારાં કુંવરોને રખાવો આપે તો તેને મેં

માગ્યા દામ ને ગરાસ આપું." ઇનામની લાલચે કારભારીઓ હામ બીડીને ગયા તો ખરા પણ રાજાના મ્હોં સામુ જુએ તો તે ઘણો તપી ગયો છે. તેના મોંમાં તો વાત જ એ છે કે "કેમ કુંવરો શહેર બહાર નીકળ્યા?" કારભારીઓને તો આ સાભળીને કંઇ પણ બોલવાની હીંમત ચાલી નહીં, એથી તેમાંના એક બેએ રાણીને આવીને કહ્યું, બાઇ સાહેબ, એમાંનું હવે કંઇ વળનાર નથી. વધારે રીકઝીક કરવાથી રાજા ક્રોધાવેશમાં વખતે તેઓનો ઘાત કરાવે માટે એ કરતાં વીદેશે જઇ જીવતા રહેશે તો કોઇ દીવસે તેમનો મેળાપ થશે. તેથી તેમને વધારે ખોટી નહીં કરતાં વિદાય કરી દો ત્યારે રાણીએ કુંવરોને પુષ્કળ ઝવેરાત અને સોનામોહોરો તેમના નિર્વાહને માટે આપીને તેમને વિદાય કર્યા. તેઓ બંને ઘોડેસ્વાર થઇ રાજા જે પોળે ઉભો હતો તેની બીજી પોળેથી વિદાય થયા.

ઢાલો રે મેગળ છંડિયોનો, ઉંટે ભર્યારે ભંડાર;
જીવીશું તોરે આવશું નહિ તો નટવર કોટ જવાર,
ઘોડે ચ્યઢીરે કુંવર ચાલિયા અને તજ્યા નિજ દરબાર,
જીવીશું તોરે આવશું, નહિ તો નરવર કોટ જવાર.
માતા ઢોળોરે મત આંસુડાં, અમને લાગે છે દુઃખ અપાર,
જીવીશું તોરે આવશું, નહિં તો નરવર કોટ જવાર,
પોળેથી રાણી પાછાં વળ્યાં અને કુંવરે ખેડયારે તે ખાર
જીવીશું તોરે આવશું નહિં તો નરવર કોટ જવાર.

બન્ને ભાઇઓ જવાર કરી દેશવટે નીકળવા તૈયાર થઇ રહ્યા છે એટલામાં ફરીને રાણી પોતાના બન્ને છોકરાઓને છાતી સરખા દાબી વીલાપ કરવા લાગી.

## રાગ ભરથરીનો.

**રાણી**--હાયરે મેં આ શું સાંભળ્યું મારી આંખોના નુરજી.
બાળક પ્યારા કાચી વયે, તજી જાશે શું દુરજી-ધીક પડો આ સંસારમાં
**માનસિંહ**—માતાજી આમ શું આદરો, ક્લેશ કરશો. ન લેશજી.
સુખ દુઃખ ભાગ્ય લખ્યા મળે,એવો ધારો હંમેશજી-શોક શાને કરો માવડી
**રાણી**--સુખ દુઃખનો નથી ખરખરો, હશે લખીયા લલાટજી,
કેમ તમે વન વેઠશો, એ છે અધિક ઉચાટજી-ધીક જીવ્યું આ સંસારમાં
**અભયસિંહ**--દુઃખ સહી કરશું વપું, ખરા ક્ષત્રીના કામજી,
રણમાં હજારો ઘા ખાઇને, રાખે ઉચ્ચ કુલ નામજી. શોક શાને કરો મા૦
**રાણી**—પુત્ર વિના બળ્યું જીવતું, સુનાં દીસે આવાસજી;
જન્મ આ જગમાં વૃથા ગણું, હોય પુત્ર ન પાસજી-ધીક પડો આ સં૦
**માનસિંહ**—આજ કોપ્યા પીતા તો પછી અહી વસતું હરામજી;
કોય સમે મળશું ફરી, તજો ચિંતા તમામજી-શોક શાને કરો મા૦
**રાણી**—જાવાની વાત તજો તમે, તજુ તમવીણ પ્રાણજી,
મારૂ ગુનો આ કરાવવા, વીનવું હું રાજનજી-ધીક જીવ્યું આ સં૦
**અભયસિંહ**—શુદ્ધ ક્ષત્રીય કુળ આપણું, વરને એક વચનજી.
તાતની ટેક તજાવવા, માજી ના કરો મનજી—શોક શાને કરો મા૦
**રાણી**—ટાઢ કે તાપ વેઠયાં નથી, નથી જોઇ જંજાલજી:
કષ્ટ વીકટ વનવાસનાં, કેમ વેઠશો બાલજી-ધીક પડો આ સંસારમાં
**બન્ને સાથે**—માતાજી હઠ તજી હા કહો, અમે નામીએ શીશજી,
જશ લઇ જીવતા આવીએ, આપો એવી આશીશજી-શોક શાને કરો મા૦
**રાણી** -જાઓ કેતા ફુટે જીભડી, નથી અન્ય ઉપાયજી,

સુખ સંપત વધજો ઘણી, ધરો જ માતમ પાયજી
ઇશ્વર આનંદ આપજો, રક્ષા કુલદેવી માતજી,

સકલ સંકટ ટાળજો, ધરજો તમશીર હાથજી—ધીક જીવ્યું આ સં૦

રાણીનો આશીર્વાદ લઇ કુંવરો તો દેશવટો લઇ નીકળી પડયા છે. રાણી પાછી મહેલમાં આવી વિલાપ કરે છે એટલે રાજાને ખબર પડી કે કુંવરો દેશવટે ગયા તેથી તેણે પોતાની પ્રતિજ્ઞા પાળી જાણી તુરત કસુંબા પીધા અને પછી મહાજન લોકો પ્રત્યે બોલ્યો તમારે કુંવરોની વહારે જવું હોય તો પોળ ખુલ્લી છે. તમારે જોઇએ તો શહેરમાં રહો અને જોઇએ તો ઉચાળા ભરી ચાલ્યા જાઓ. તમારૂં કારણ જાણીને અપરાધીઓને શીક્ષા કીધી છે એટલે મને કશી બીક નથી પણ કુંવરોએ આ જાતની મશ્કરી કરીને મારા કુળને લજાવ્યું, રાઠોડવંશની મર્યાદા લોપી તથા ક્ષત્રીવટ ખોયું તેમજ રાજતેજને શ્યામતા લગાડી માટેજ મેં તેઓને યથા ન્યાય શીક્ષા કીધી. આ સાંભળી આખા શેહેરનું મહાજન વિનંતી સાથે રાજાની નીતિનાં વખાણ કરી તેને દરબાર તરફ વળાવી સૌ સોના ઘર પ્રત્યે ગયું.

હવે આપણે તેઓની સાથે નીસબત નથી પણ પેલા બીચારા ઉછરતા લોહીના સુકોમળ અને કીશોર વયના રાજપુત્રો કેણીગમ અને કેવી અવસ્થામાં ગમન કરતાં હશે અગર તેમની કેવી સ્થીતિ થઇ હશે તે જોઇએ. તેઓ તો જ્યારથી નગર છોડી નીકળ્યા ત્યારથી કોઇ પણ સ્થળે ન થોભતા ચાલ્યા જાય છે. ચાલતા ચાલતા એક દિવસ ગયો, બે દહાડા થયા, ત્રણ દીન થયા પણ જરાએ વિસામો લેતા નથી, એમ દડમજલ કાપતાં લગભગ બાર પંદર દીવસ થયા ત્યારે પોતાના બાપના રાજ્યની હદ ઓળંગીને એક મોટા અરણ્યમાં પેઠા. ચાલ્યા જાય છે એવામાં સાંજ પડવાનો વખત થયો. બે ઘડી દીવસ

બાંધી રહ્યો એટલે અભયસિંહે કહ્યું ! ભાઇ ! આપણુ તો છેકજ વગડામાં આવી પહોંચ્યા છીએ. અહિંયાં કોઇ માનવી તો નજરે પણ પડતું નથી. વાઘ વરૂ આદી ઘાતકી પ્રાણીઓના ભયંકર શબ્દો ચારે તરફથી સાંભળવામાં આવે છે માટે ચાલો આપણે પાછા ફરીએ. આજનો રાતવાસો કોઇ પણ ગામમાં જઇને કરીશું, એ સાંભળી મોટા ભાઇએ કહ્યું. " ના આપણાથી એમ થાય નહી. એમ કરવાથી આપણને લજ્જા લાગે. આપણે ક્ષત્રિ પુત્ર છીએ માટે પાછાં ફરવું એ આપણું કામ નથી ત્યારે કનિષ્ટ ભાઇ બોલ્યો કે ભાઇ ! હું બાળક છું તેથી ભુલીને આપને એવી લજ્જાસ્પદ વાત કહી તો ક્ષમા કરજો પણ હવે આ સામે કંઈ સરોવર જેવું દેખાય છે તેના કીનારાપર આપણે મુકામ કરીએ. પછી આગળ જઇ તે રમણીય જળાશય ઉપર જઇ પડાવ નાંખ્યો. ઘોડાઓને પાસેના ઝાડ સાથે બાંધી ચાંદીના તોબરા વળગાડી દીધા પછી કસુંબો લીધો અને પાસે જે કંઇ ટીમણુ હતું તે છોડ્યું. ત્યારે મોટા ભાઇ કહે કે, અભયસિંહ ! હું તળાવમાંથી આપણે સારૂં પાણી ભરી લાવું છું એ સાંભળી ન્હાનાએ કહ્યું અરે ભાઇ ! એ શું બોલ્યા ? આપ મારા વડિલ છતાં હું બેસી રહું અને તમો પાણી ભરવા જાઓ એ તમને અયુક્ત વાત છે માટે હું તમને નહી જવા દઉં. પછી મોટા ભાઇ કહે ! પ્રવાસમાં કોઈ નહાનું મોટું ધારવું નહી. વળી તું પણ અર્ધ રાજનો હકદાર છે. અને વળી નહાનો છે તેથી એકલો મોકલાય નહીં માટે હુંજ જાઉં છું પણ અભયસિંહ ન માનતાં પોતે પાણી ભરવા તળાવમાં ઉતર્યો. હાથપગ ધોઇ પાણી પીધું ને સુરાઇ ભરી ઉપર આવવા જાય છે તો પાળ ઉપર ડાબી બાજુએ મહિષાસુરીનું તથા જમણી બાજુએ કાલીકાનું સ્થાનક જોયું. જમણી બાજુની ભીંત ઉપર કંઇ લાલ અક્ષરો દેખાય છે તે

ધ્યાન દઇ વાંચ્યા તો તેમાં એવી મતલબ હતી કે-" આ ઠેકાણે કોઇએ ઉતરવું નહી. આસપાસના લોકો ભય જાણે છે તેથી અહી કોઇ આવતું નથી, પણ અજાણ્યાને સમજ પડવા સારૂ આ અક્ષર લખ્યા છે તે ખચીત જોખમમાં પડશે' અભયસીંહે તો પાણી પીધું. એટલે તે મનમાં દીલગીર થયો પણ વીચાર્યું કે મેં અજાણપણે પીધું તેનો તો દોષ નહી, પરંતુ મોટાભાઇને વારૂં. એમ કહી માનસીંહ પાસે આવીને તેને સઘળી હકીકત કહી વળી તેણે કહ્યું, ભાઇ અહીંયા આપણને રહેવું યોગ્ય નથી. મહાદેવી સાક્ષાત અંબીકા-મહિષાસુરીના લેખ છે. તે કંઇ ખોટા થાય નહીં, એટલા માટે જાણી જોઇ કુવામાં પડવું એ ડાહ્યા માણસનું કામ નથી, ચાલો આગળ કોઇ બીજે ઠેકાણે જઇ મુકામ કરીએ," એ સાંભળી માનસીંહ બોલ્યો. ઘેલા, એ તુ શું કહે છે ? સાંભળ.

વાંચીને થઇએ વેગળા; એતો ક્ષત્રીવટને ખોડ,
અહીંથી કેમજ ચાલીયે, મર થઇ જઇએ ચકચોટ,
આગે બળી અરજુન તણો, અને નાઠા કેરા નીમ,
પાંડવ જો પાછા હઠે, તો તો ભારત લાજે ભીમ.

એ તો ફક્ત અક્ષરજ છે, પણ જો કે હજારો ઘોડેસ્વારો નાગી તરવારો સાથે ધસી આવે તોપણ નાસે એવું આપણું કુટુંબ નથી. એમ કહી બંને જણાએ પાસેનું ભાતું ખાધું ને તેજ તળાવનું પાણી પી નિશ્ચિંતપણે બેઠા. હવે રાત્રી પડી ને અંધારૂં થયું એ પખવાડીયું અંધારીયું ને વળી બારસ તેરસનો દીવસ એટલે ચંદ્રમા તો કયાંથીજ ઉગે, પણ આકાશમાં બીજા ગ્રહો નક્ષત્રો અને રાશિચંદ્રના તેમજ અન્ય તારાઓ પૂર પ્રકાશમાં એક પછી એક પ્રકાશી રહ્યા હતા, જેમ વખત જતો હતો તેમ તેમ તેઓ વધારે સ્વચ્છ

રીતે માલુમ પડતા હતા. દિવસે અત્યંત સુશોભીત અને આંખને ઠંડક આપનારા વૃક્ષો આ વખતે કાળાં ડુંગરો જેવાં લાગતા હતા. દિવસે સૂર્યનાં કિરણો પડવાથી કાચની પેઠે ચળકતાં પ્રતિબિંબ આપતું સરોવરનું જળ પણ આ સમયે દેખાતું નહોતું. પણ તેમાં દેડકાં ડરક ડરક એવો શબ્દ કવચિત કરતાં હતાં, તેથી અજાણ્યાને માલુમ પડે કે આ સ્થળે કંઇ જળાશય હશે. દીવસના પોતાના માળાઓને મુકી અનંત આકાશમાં તેમજ ચારાને માટે એક સ્થળેથી બીજે સ્થળે આનંદમાં ઉડતાં ને શબ્દોચ્ચારો કરતાં જાતજાતનાં પક્ષીઓ પણ આ સમયે પોતપોતાના નીવાસે આવી નીંદ્રાવશ્ય થવા લાગ્યાં હતાં. રાગને આદે લઇ નાના પ્રકારનાં વન પશુઓ, જેઓ દીવસે પોતપોતાના જુથમાં રહી ચારો ચરવાને આમથી તેમ દોડાદોડ કરી મુકે છે, અને જેઓ તેમના ચિત્રવિચીત્ર દેખાવથી વનના શણગાર રૂપ થઇ પડે છે તેઓ પણ આ સમયે શાંતપણે સૌ સૌને આશ્રમે ભરાઇ બેઠાં હતાં. વાયુ પણ તદ્દન શાંત હતો, એકંદર જોતા વનમાં સઘળું શાંત હતું પણ નીશાચર પશુઓનો હવે જાણે દીવસ ઉગ્યો હોય તેમ તેઓ ધીમે ધીમે બહાર નીકળવા લાગ્યાં શીયાળીઆં ઘડીએ ઘડીએ રાડો નાંખતાં હતાં, ફાલુ વચ્ચે ભયંકર શબ્દ કરતી હતી. વરૂઓ કોઇ કોઇ સ્થળે ચીચીયારી નાંખતાં હતાં. સીંહો રહી રહી મહા ભયંકર બરાડો મારી રહ્યા હતા કે જે ગમે તેવા શુરવીર નરનાં અંતઃકરણ ધડકાવે તેવી હતી. ચીત્તાઓ નીંદ્રાવશ્ય થયેલાં પ્રીઓને તેમાંથી પકડી કાઢી નાસાનાસ કરતા હતા. ઝેરી સર્પો પોતાના રાફડામાંથી નીકળી ફુંફાડા મારતા સરસરાટ ચાલ્યાં જતા હતા. વૃક્ષોપરના ઘુવડો તો જાણે રાતના રાજા ના હોયની તેમ એક બીજા સાથે કાનનો કંટાળો આપે એવા ઉચ્ચારોથી સંવાદ કરવા માંડયા હતા. ચીબડીઓ પણ ખુબ કચકચાટ

અચાત્રી દઇ ધુવડોને મદદ આપતી હતી એવી રીતે દીવસે જોતાં જે દુઃખાર્ત મનુષ્યના મનને પણ આનંદ આપનારૂં એવું રમણીય વન તે આ વખતે મહાભયંકર રૂપ ધારણ કરી રહ્યું છે તેવે સમયે આ-પણા માનસીંહ અને અભયસીંહ બન્ને કીશોર વયના અતી સુકોમળ રાજપુત્રો; કે જેઓને હાં કેતા હજાગે અનુચરો હાજર થતા હતા, જેમના મ્હોમાંથી વચન નીકળતાં પહેલાં દાસ દાસીઓ ઝાલી લેતાં હતાં જેઓને માટે સુંદર બાગ બગીચાઓથી વિંટાયલા અને ઘણાં જ સુશોભીત એવા રંગ મેહેલો હતા, જેઓના ખાનપાનાદિને માટે અમૃત સમાન પદાર્થો બનતા હતા જેઓ પુષ્પથી બિછાવેલી શય્યા-માં સુતા, અને તે વખતે જરાક ખુંચે તેવી કળી હોય તો તરતજ દાસીની પાસે કઢાવી નાંખતાં હતાં. એવા કોમળ અંગવાળા અને ઐશ્વર્યવાન રાજપુત્રો આ સમયે પ્રારબ્ધાનુસારે આવા ભયંકર અર-ણ્યમાં ઘોર રાત્રી સમયે જમીનના બીછાનાપર સુવાનો વિચાર કરે છે. કહ્યું છે કે;

કર્મ તણે કાગળ લખ્યા, તે તો મિથ્યા લેખ ન થાય;
રંક મટી રાજા બને અને રાજા રંકજ થાય.
આવધપુરીનારે રાજીયા, અને દશરથ કેરા રે તન;
કર્મ તણે ભોગે પડી, ચૌદ વર્ષ પધાર્યારે વન.

હવે અભયસિંહ મોટા ભાઇને કહે છે; ભાઇજી! આપણે બનેએ એકે સાથે સુવું નહિ. કારણ આ અઘોર વનમાં વ્યાઘ્રાદિ અરણ્ય પશુઓનો પણ ભય છે ને વળી વનદેવ્યા અંબિકાનું લેખી વચન છે માટે ઘણા સાવધ રહેવાની જરુર છે, તેથી કરીને આપ સુઇ જાઓ અને હું જાગરણ કરૂં છું એ સાંભળી માનસિંહે કહ્યું, “ પ્યારા તને કનિષ્ટને નિદ્રા વધારે હોવી જોઇએ માટે તું સુઇ જા હું બેઠો છું,”

પણ અભયે નહિ માનતાં ફરી કહ્યું " તમે થોડી વાર સુઇ જાઓ પછી તમને ઉઠાડીને હું સુઇશ " એથી માનસિંહ તો સુતો. બનાત પિછોડી તાણીને ઓઢી, ને નિદ્રાવશ થયો. હવે અભયસિંહ હાથમાં ઉઘાડી તરવાર લઇ ચોકી કરે છે. પોતાના સહાજને અઢેલીને બેઠા છે, પિછોડી અડધી ઓઢી છે. એમ કરતાં મધ્યરાત્રી વ્યતીત થઇ ગઇ એવામાં એક કૌતક બન્યું ! વન દેવ્યા અંબિકા અને કાલિકા બંને વનચર્યા જોવાને બહાર નીકળેલાં છે. હિંદપર સ્વારી કરી હાથમાં ચકચકિત ઉઘાડાં શસ્ત્ર ધારણ કરેલાં છે બીજા હાથમાં દુષ્ટ દૈત્યોના નાચરૂપ ખપ્પર લીધેલું છે. એક હાથમાં બળતી સગડીઓ રાખેલી છે એવા ભયંકર રૂપ સહીત ફરે છે, એવામાં તેઓ પેલા રાજકુંવરની દૃષ્ટિએ પડયાં, આવું વનદેવીનું વીકાળ રૂપ જોતાંજ અભયસિંહ તો સોડ તાણીને સુઇ ગયો, ને વીચાર કરવા લાગ્યો કે, એ મહામાયાની સામે સમગ્ર દેવ અને દૈત્યો હાર પામ્યા છે. તો આપણું શું ગજું ? માટે માતાની ઇચ્છા હોય તે કરે એવા વીચારમાં ભાઇની જોડે સુતો છે એટલામાં ફરતાં ફરતાં તે યોગીણીઓ તેમની નજીક આવી તો બંને પુરૂષો સુતા દીઠા એ જોઇ મહીષાસુરી (અંબીકા) કાલીકા પ્રત્યે કહે છે, " બાઇ આ સ્થળે માનવ કદી પણ આવતું નથી, ને કદી આવે છે તો અહીંયાં કદી પણ ઉતરતું નથી પણ આજેજ આ બંને પુરુષો અહીં સુતેલા છે. એ લોકો અજાણ્યા હોવાથી આપણા સીંદુરના અક્ષરો તેમના વાંચવામાં આવ્યા નહી હોય માટેજ તેમણે અહીં ઉતારો કીધો છે, ને વાંચ્યા હશે તો તે નહીં ગણકારતાં હઠીલા થઇ અહીં પડયા હશે, માટે એ બન્નેનો આપણે ભક્ષ કરવો " એ સાંભળી દેવી કાલીકા બોલ્યાં "બહેન એ તુ શું બોલી ? તું તો સાક્ષાત અંબીકા મહામાયા જગમાતા છે તને એ પ્રમાણે બોલવું યોગ્ય

નથી. આ સુતેલા પુરૂષો તો દૈત્ય નથી પણ મનુષ્ય છે, અને તેઓને તો આપણે શરણે આવેલા જાણી તેમની રક્ષા કરવી જોઇએ એઓ શું કંઇ આપણા સરખા છે કે એમની સાથે યુદ્ધ કરી આપણે તેમનો ભક્ષ કરીએ ? એઓએ જો કે ભલે હલકાઇ વાપરી તોપણ આપણે તો મોટા છૈએ તો તેમને ક્ષમા કરી રક્ષણ કરવું જોઇએ. કીડી મચ્છરો હાથીને નુકશાન કરતા થઇ પડે છે, પણ તેઓ કદાચ હાથીના પગતળે આવે તો હાથી તેને મારતો નથી ત્યારે મહીષાસુરી બોલ્યો " તું કહે છે તે ખરૂ પણ ત્યારે તેઓ જો મરે નહી તો આપણા લેખ ખોટા થાય ને તેથી સર્વ સ્થળે અપકીર્તિ થાય પણ તું તો તેમને ઉગારવા કહે છે ત્યારે કાંતો તેઓ મરે, ને કાંતો લેખ ખોટા થાય " ત્યારે મહાકાલી બોલ્યાં કે " તેઓ ઉગરી પણ શકે અને આપણા અક્ષર પણ ખોટા ન થાય એવું કરવું જોઇએ જો ! આ બંને ભાઇમાંનો એક જાગતો છે તે જો હું કહું તે સાંભળી બરાબર તે પ્રમાણે વર્તે તો ઉગરે ખરા એટલું છતાં પણ આપણા લેખ તો ખોટા થાય નહીં માટે જાગે છે તે તો મરશેજ પણ જો તે પોતાના ભાઇને વાત નહી કહે અને આપણે કહીએ છીએ તે પ્રમાણે ચાલશે તો મોટા ભાઇ ઉગરશે. તે એમ કે આ વનમાં એક મ્હોટો ફણીધર નાગ રહે છે, તે આપણા અહીંથી ગયા પછી વનમાં ભક્ષ શોધવા નીકળશે તે પોતાના માથાનો મણી કાઢીને આ લોકોની નજીકમાં મુકીને કેટલેક દુર ચારા માટે જશે એટલે તરતજ તે માણસે ઉઠીને તે મણીપર આ પડેલી કુંડી ઢાંકી દેવી ને ઝાડપર ચડી જવું નાગ પાછો આવી જોશે તો મણી નહીં દેખવાથી શોધવા માંડશે પછી કુંડી નીચે અજવાળાનો ઝણઝણાટ જણાવાથી જાણશે કે કોઇ જાનવરે કુંડુ ઢોળી પાડ્યું હશે, માટે તેની સાથે શું લઢવું ?

પછી તે કુંડીને સમી કરવા માટે તે પર ઘણીવાર પોતાનું ફેણ પછાડશે પણ તે ફુટશે નહી એટલે રીસ ચડાવી જોર કરી એક બેને ત્રણ ચોટ મારશે કે લાગલીજ તેના મોમાંથી ઝેરની કોથળી ઠલવાઇ જશે આથી મુરછા આવીને નાગ મરણતોલ થઇ પડશે કે તરતજ તે માણસે ઝાડપરથી ઉતરી પોતાના ખડગવડે તેના ટટકે ટટકા કરી નાંખવા પછી મણી લઇને પોતાની પાઘડીએ તેને જણાવ્યા વગર બાંધવો એ પછી ઘણીકવારે એ નાગરી પત્ની નાગણીને વીચાર થશે કે હજુ સુધી મારો નાથ કેમ આવ્યો નહીં હમેશના કરતાં આજે ઘણું મોડું થયું છે માટે મારે એની શોધ કાઢવા જરૂર જવું જોઇએ પછી તેણી શોધતાં શોધતાં નાગને અહીં આગળ મુવેલો તે જોશે તેથી મનમાં વિચાર કરશે કે એની સાથે બળી મરૂં પણ બીજો વિચાર એવો કરશે કે અરે ! મારા નાથને મારનાર દુષ્ટ કોણ હોવો જોઇએ ? તેને પ્રથમ મારવો તે પછી પોતે સહગમન કરવું તેથી આ જે જાગતો છે તેને નાગણી ડંસ દેશે તેથી એ મરી જશે એટલે આપણા અક્ષર ખરા ઠરશે. જો એનો મોટોભાઇ એને બાળે નહી અને તેના શબને છોડીને એકલો ચાલ્યો જાય તો અહીંયા આજથી ત્રીજે દીન લાખા વણજારાની પુત્રી મહા સતી છે કે જેના પુણ્ય વડે કરીને એ મરનાર પાછો સજીવન થશે અને તેથી કરીને મારૂં વચન પણ સાચુંજ રહેશે પછી જુદા પડેલા એ બંને ભાઇઓ ત્રણ વર્ષે ચંદ્રાવતી નામના નગરમાં એકઠા થશે" આટલું કહી બંને વનદેવી પોતાના સ્થાને ચાલી ગઇ. તેમણે કહેલું સઘળું વૃત્તાંત સુતાં સુતાં અભયસિંહે બધું સાંભળી લીધું હતું; માટે તેતો તુરતજ સચેત થઇ મોટા ભાઇ સુતેલો હતો તેનાપર બનાત અને પીછોડી ઓઢાડી દઇ પોતાનું ખડક મ્યાનમાંથી કાઢી કટકટપાસેના આંબાને

ના ઝાડપર ચઢી ગયો તે ત્યાં બેઠેલો છે એટલે થોડીકવારમાં પેલો નાગ આવ્યો ને તેની પડખે મણી મુકી ચારો શોધવા લાગ્યો. શોધતાં શોધતાં તે ઘણે દુર નીકળી ગયો હશે કે તુરત અભયસીંહ ઝાડપરથી ઉતરીને નીચે આવ્યો, ને પોતાની નજીકમાં એક મજબુત પથ્થરની કુંડી હતી તે પેલા મણીપર ઢાંકી લાગલોજ ઝાડપર ચઢી ચુપ થઇ બેઠો. હવે ન.ચ.રે પોતાને અને પોતાના કુટુંબને પુરતો ભક્ષ લઇ નાગ પાછો આવ્યો ત્યારે મણી તેના જોવામાં ન આવવાથી તે ઘણો આકુળ-વ્યાકુળ થઇ ગયો અને મણીને આમતેમ શોધવા લાગ્યો. શોધતાં શોધતાં કુંડી નીચે કંઇક અજવાળુ જણાયું તેથી પારખ્યું કે મારો મણી અહીંજ છે પછી વિચાર કર્યો કે માણુસ તો કદી અહીં આવ-વાનો સંભવ નથી માટે કોઇ પશુએ લાત મારી કુંડી ગબડાવી દીધી હોય એમ લાગે છે તો તેની શાની રીસ કરવી એ કુંડીજ ભાંગી નાંખું એટલે મણી લેવાશે આવી ધારણાથી ખુબ જોર કરી તે કુંડીપર પોતાની ફેણુના ત્રણુ ચાર ઝપાટા લગાવ્યા પણુ કુંડી સખત પાષાણુની એટલે તે નહી ફુટતાં ઉલટી નાગનેજ હાનીકારક થઇ પડી તેના મોંમાંની ઝેરની કોથળી બહુ વાગવાને લીધે બહાર ઠલવાઈ પડી અને મુરછા આવવાથી નાગ ગુલાંટ ખાઇ શીથીલ થઇને પડયો. આ જોતાંજ અભયસિંહે પોતાનો દાવ સાંધ્યો અને ઝાડપરથી નીચે ઉતરી શસ્ત્રવડે નાગના શરીરના ટુકડા કરી નાંખ્યા. હવે પેલો મણી કુંડી નીચેથી લઈ લીધો ને માનસિંહને માલમ ન પડે તેવી રીતે તેની પાઘ-ડીને છેડે સંભાળથી તાણી બાંધ્યો પછી તેને ઉઠાડવાને માટે મોટા ભાઇના પોતે પગ ચાંપવા માંડયા કે જેથી માનસિંહ તુરત જાગી ઉઠયો ને બોલ્યો અરે ભુંડા અભય આટલી બધી વાર થઇ

તોપણ મને જગાડયોજ નહીં ત્યારે તેણે કહ્યું કંઈ ચીંતા નહી પણ આપણે હવે અહીંઆંથી ચાલો બીજે સ્થળે જઈ મુકામ કરીએ આપણે આટલીવાર સુધી અહીં રહ્યા એટલે તમારૂં મોટમ રહ્યું માટે હવે દેવીનું વચન માન્ય રાખવાને આપણે જરૂર અહીંથી આગળ જવું જોઇએ. મોટા ભાઇએ મનમાં વિચાર કર્યો કે એ ખરૂ કહે છે વખતે ચુતે એ એકલો જાગતો બેઠો હતો તેથી કંઇ તેના જોવામાં આવ્યું હશે વળી આટલીવાર અહીં સુતા તેથી મારી હઠ પણ પળી માટે હવે અહીથી જવામાં કંઇ બાધ નથી એમ સમજી તુરત ઘોડા છોડયા ને સામાન બાંધી તૈયાર કીધો, ચડપ બંને જણ સ્વાર થયા અને ચાલતી પકડી. ચાલતાં સહજમાં ચાર પાંચ કોશ તેઓ નીકળી ગયા અને હજુ સુધી સવાર પડવાને ઘણી વાર તેમજ જંગલ પણ તેમનું તેમજ આવતું હોવાથી તેમણે ત્યાં આગળ ઘોડેથી ઉતરી મુકામ કર્યો ઘોડા બાંધ્યા અને સામાન ઉતારી માનસિંહે અભયસિંહને કહ્યું પ્યારા હવે તું સુઇ જા કારણ કે ઘણો થાકેલો છતાં આખી રાતનો તને ઉજાગરો છે. ન્હાનાએ કહ્યું હા ભાઇ આપણા હુકમ પ્રમાણે તેમજ કરૂં છું ” એમ કહી પીછોડીની સોડ તાણી ઉપર બનાત ઓઢી સારી પેઠે લપેટાઇ સુતો. મોટો ભાઇ ખડીયાને અઢેલી નાગી તરવાર હાથમાં લઇ ચોકી કરવા બેઠો. હવે અભયસિંહ સુતો ખરો પણ તેને ઉંઘ આવતી નથી ને હૃદય ધડક ધડક થયા કરે છે કારણ કે એને નાગણી ડંસ દેશે એવો મોટો ભય છે. તે સુતા સુતા વિચાર કરવા લાગ્યો ભવીષ્યના લેખ અર્થાત વનદેવીનું સરોવર પર કહેલું ભવીષ્ય કાંઈ ખોટું નથી પણ આપણે તો તે મહામાયા જગત માતાને શરણે પડયા છીએ એની લાજ એને છે માટે જોઇએ તો ખરે એવો ઠરાવ કરી નિશ્ચંતપણે ઉંઘી ગયો. ઇશ્વરને કરવું જ તેથી

એને જેવી ઉંઘ આવી કે તુરત તેનો મોટો ભાઇ કે જે ખડીઆને અટકણ દઇ ચોકી કરવા બેઠો હતો તે પણ ભર ઉંઘમાં પડયો. હવે પેલો મણીધર નાગ ઘણીવાર થઇ છતાં પોતાના આશ્રમે નહી આવવાથી વ્યાકુલ થઇને નાગણી પોતાના પતીની શોધ કરવા નીકળી શોધતાં શોધતાં ઘણેક દૂર પેલા સરોવરતટ પર આવી તો પોતાના સ્વામીને મરણાધીન થએલો જોયો; તેના શરીરની આવી દુઃવસ્થા જોઇ નાગણીને આખે શરીરે ક્રોધાગ્ની પ્રજવલીત થયો. પોતાના મન સાથે તેણી બોલી, અહા દેવ ! કોણ મહા દુષ્ટનું કામ હશે ! અરે કોણ પાપીએ મારા નીર્દોષ પતીનો ઘાત કર્યો હશે ! પણ તે મારા પતીનો દુશ્મન ગમે તે હો, પ્રથમ તેને શોધી કાઢી, સ્વામીનું વેર લઇ પછીથી હું સહગમન કરીશ આમ વિચાર કરી ત્યાં આસપાસ જોવા લાગી તો જમીનપર માણસ અને ઘોડાનાં પગલાં પડેલાં તેની નજરે પડયાં એ પગલે પગલે તેણી છેક સુધી બન્ને રાજકુમાર જ્યાં આગળ સુતેલા છે ત્યાં આવી પહોંચી ને જુએ છે તો બન્ને જણને જોડે સુતેલા જોયા ત્યારે તે વીચારમાં પડી કે આ બન્નેમાંથી એકાદો મારા પતીને મારનાર હોવો જોઇએ બન્ને જણાએ તો તેને માર્યો નહીંજ હોય. માટે જે ખરો વેરી છે તેનેજ દંશ દઇશ પછી વેરીની પરીક્ષા કરવાને પ્રથમ મોટા ભાઇની છાતીપર ચઢીને તપાસી જુવે છે તો માનસિંહ શાંત થઇ ઉંઘેલો છે તેથી તેનું હૃદય તદન શાંત છે એમ લાગવાથી એ મારા ધણીનો વેરી,નહી. એમ ધારી ત્યાંથી ઉતરીને ન્હાના ભાઇના હૃદય પર ચઢી, અભમસિંહ જોકે ઉંઘી ગયો છે ખરો પણ અંતઃકરણમાં નાગણી વીષેની ઉંડી બીકથી તેનું હૃદય ધડક ધડક ઉછળી રહ્યું છે; આ જોઇ નાગણીએ જાણ્યું કે જરૂર આજ મારા નીરપરાધી પતીનો ઘાતકર્તા છે. પછી અત્યંત રોષમાં આવી

તેના જમણા પગને અંગુઠે દંશ માર્યો, તુરત જ ઝાટકો લાગવાથી અભયસીંહ જાગી ઉઠયો અને જુએ છે તો સરરર કરતી પાણીનો રેલાની માફક નાગણી ચાલી જતી તેણે જોઇ. પગમાંથી લોહીની ધારા ચાલવા માંડી અને તુરતજ તેના ગાત્ર ઢીલા પડવા લાગ્યા; આ બનાવ જોઇ એણે હરી સ્મરણ કર્યું. અને વીચાર કીધો કે જે બનવાનું હતું તે તો બન્યું; પ્રારબ્ધ જરાએ ટળતું નથી. પણ માતાએ ભવિષ્ય વચન કહ્યા પ્રમાણે મને મુએલો જોઇ બાળી ન નાંખે એવો કંઇ ઉપાય કરવો જોઇએ તેથી દાંત પીસી ઝટ લઇ ઉઠયો અને પાસેના ઝાડમાંથી એક સોટી કાપી લાવ્યો, પછી પગમાંથી વેહેતા લોહીથી હાથ ઉપર નીચે પ્રમાણે લખ્યું.

**અબયાત.**

જો આપ મારા ખરા હોવ પ્રિય ભ્રાત<br>
જો પ્રેમભાવથી ચહાતા હોવ પ્રિય ભ્રાત,<br>
વિર અજિતસીંહના આપ હોવ સુત,<br>
જોધપુરના ટીલાત હો જો ભ્રાત,<br>
તો મારા શબને દાહ ન દેશો ભ્રાત.<br>
શોક ન કરતા જજો ચાલી મુજ ભ્રાત,<br>
ભાગી ભ્રાંત રહેજો નચિંત આપ ભ્રાત.

આ પ્રમાણે લખી હાથ ખુલ્લા મુકી અંતઃકરણમાં જગત કર્તા પ્રભુનું ચીંતવન કરતો ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામતા નાગણીના ઝેરથી ઘેરાઈ ગયો. અને કંઠ સુકાઇ જઇ જીભ્હા ઢુંકી પડવાથી તથા રગે રગ અને રોમે રોમ શીથીલ થઇ જવાથી મુડદું થઇ પડયો.

સવારનું ઝળઝળું થતાં જ માનસિંહ જાગ્યા અને ઉઠી દાતણ-પાણી કર્યાં એટલે કસુંબા વખત થઇ સુર્યોદય પણ થયો ને ઘડીક

દીવસ ચડયો; વિચાર કીધો કે ભાઇને ઉઠાડું એથી બે ચાર હાંક મારી પણ ઉઠે કોણ ત્યારે ધાર્યું કે બિચારો થાકેલો પાકેલો છે ને વળી ઉજાગરો કર્યો છે તેથી ભલે ઘડીવાર સુઇ રહે જતી વખતે ઉઠાડીશ. એમ કરી ઘોડાઓને પંપાળ્યા જરા આણીગમ તેની ગમ ચક્કર કરી એટલે લગભગ ચાર ઘડી દીવસ ચઢયો તેથી પાછુ મનમાં આવ્યું કે હવે ભાઇને ઉઠાડુ તેથી કેટલીક હાંક માર્યા છતાં તે ન બોલ્યો એટલે તેને ખુબ ઢંઢોળ્યો અને એમ કરતાં પણ અભયસીંહ નહી બોલવાથી માનસિંહે તેણે ઓઢેલી પીછોડી તાણી લીધી ને મ્હોં ખુલ્લુ કર્યું; જુએ છે તો માનસિંહને મુએલો દીઠો. આવો દેખાવ નજરે પડતાંજ માનસિંહને એકાએક મુર્છા આવી ને ઘણીવાર સુધી તેનો આત્મા અચેતન અવસ્થામાં રહ્યા પછી કેટલીકવાર તે શુદ્ધિમાં આવી અત્યંત કલ્પાંત કરવા લાગ્યો " અહા ! પ્રભુ હે ઇશ્વર, હા જગકર્ત્તા મારા કંગાલના ઉપર આ શું દુઃખનો ડુંગર ઢોળી પાડયો? અરે મને મરતાને સામટોજ માર્યો કે? અરે મને પડતાને જ પાટુ મારી કે? હા દેવ! મારૂં કર્મ ફુટીજ ગયું કે! પણ ઘડીવાર સ્તબ્ધ સરખો રહીને ઓચીંતો બોલ્યો, અરે આ હું સઘળું સ્વપ્નમાં તો નથી જોતો? થોડીવાર પહેલાં તો અમો બંને જણ સાથે આવીને સુતેલા છીએ અને એટલીવારમાં હું આ મહા ખેદકારક અસંભવનીય બનાવ કેમ જોઉં છું? અરે વહાલા ભાઇ, તને એકાએક આ શું થઇ ગયું.અરે મ્હારા મને આ રણવગડામાં મુકી એકલોજ ચાલી નીકળ્યો? સુર્યનારાયણ તરફ ફરીને હે જગતના નેત્રરૂપ ભગવાન ! આ મારા નીરપરાધી લાડવાયા ભાઇને જાગૃત કરો. હે વનદેવી ! તે મારા અંતઃકરણ સમાન પ્યારા બંધવનો ભક્ષ કર્યો તો તેને બદલે મને જ ખપ્પરમાં લઇ તેને સજીવન કર. અરે ઇશ્વર ! કેવો અન્યાય. મારે અપરાધે એને દેશવટો

થયો. એણે મને ઘણોએ વાળવા છતાં મેં ન સાંભળ્યું જેથી પિતાની શીક્ષાને પાત્ર થઇ મારે લીધે એને પણ દેવી સંગમન કરવું પડ્યું અને તેમાં વળી હે ઇશ્વર, આ શો જુલમ થઇ ગયો, અરે મારા વહાલા જ્યાં સુધી તું મારી સાથે હતો ત્યાં સુધી મને વિદેશ છતાં બધી જાતનું સુખ હતું. અરે હવે મુરખની શી ગતી. મને સન્માર્ગ કોણ બતાવશે. અરે મારા પ્યારા બંધવરૂપી રત્ન જતા હું દુષ્ટ હવે શાને જીવું છું. હે ઇશ્વર શું હવે એને તું બેઠો નહી કરે, અરેરે ભાઇ ઓ મારા વહાલા ભાઇરે મારા લાડકવાયા ભાઇ શું મારી સાથે હવે તું એકવાર પણ નહી બોલે કે, આવું આવું ઘણુંએક કલ્પાંત કરતાં છેક બપોર થઇ ગયો. રડતા કકળતા તેણે હવે શબને અગ્નીસંસ્કાર કરવાનો ઠરાવ કર્યો ને તેની સાથે પોતે પણ બળીજ મરૂં એવા ઠરાવથી ત્યાંથી ઉઠયો ને વનમાંથી લાકડાં એકઠાં કરી ચીતા ખડકી જેવો પોતાના ભાઇના શબને ચીતા આગળ લઇ જવા માટે ઉંચકવા જાય છે. તો તેના હાથમાંના લોહીના અક્ષર જોયા આથી તે ખમચાઇને ઉભો રહ્યો ને તે વાંચી જોઇ બોલ્યો. છટ શું કહેવાય, તેથી

**બેત**

શું મને શોભા છે શબને રઝળતું મુકવામાં,
લાંછન લાગે મોટું કુલને એમ કરવામાં.
વિધી વગર શબ જો રાખું હું આ રણવાસમાં,
વિંખી ખાય ભયંકર પ્રાણી તો પડુ પાપમાં.

મારો ભાઇ કેવો કઠોર કોણ જાણે એના મનમાં શું હશે ! આ પ્રમાણે લખી ગયો વળી વીચાર કરે છે પરમેશ્વરની ઇચ્છા અરે મારો અભયસિંહે તો ઘણો ચતુર હતો માટે કંઇ સારા વીચારથી લખી ગયો હશે તેથી એનું વચન પાળી એને બાળવો તો નહી.

એમ કહી તેને પીછોડી ઓઢાડી તેના ઘોડાને રેશમની એકવડી દોરીથી ઝાડ સાથે બાંધ્યો. પછી પોતાનો ઘોડો તૈયાર કરી સ્વાર થયો તે નીસાસો નાંખી આંખમાં આંસું આવ્યાથી બોલ્યો,—

**કંથબીન રહી એકલી મોરી જાન–એ રાગ.**

ગયો અહી એકલ તજી મુજ ભ્રાત થાય દીલ ઉતપાત,—ગયો.

બાળપણાનો બેલી હવેથી પામું હું કંઇ પેર,

કોપ કરીને દૈવ આતો કીધો કાળો કેર.

ગયો અહીં એકલ તજી મુજ ભ્રાત થાય દીલે ઉતપાત,—ગયો.

સાથે રમતા જમતા ભમતા કરતા હાસ્યવિનોદ,

ચતુર સુઘડ ઓ બંધવા૨ે, ઓ મુજબ મતના મોદ,

ગયો અહીં એકલ તજી મુજ ભ્રાત થાય દીલે ઉતપાત,

મુજ માટે તેં વેઠીઆરે, પ્યારા દુઃખ અપાર;

કરવા રક્ષા માહારી તું, આવ્યો વનમોઝાર.

ગયો અહીં એકલ તજી મુજ ભ્રાત થાય દીલે ઉતપાત.

કેમ મના મુજને કરી તેં છેલી ક્રિયાને કાજ,

સુજ પડયું એ શું તને, પ્રિતિ કીધી તાજ.

ગયો અહીં એકલ તજી મુજ ભ્રાત થાય દીલે ઉતપાત.

તુજ વિણુ મુજને કેમ હવે જીવિત ગમશે યાર,

જીવું છું પણ શબસમો, લાગે આ દેદાર.

પછી ઘોડાની લગામ તેની ડોક પરજ છુટી મુકી દીધી ને ઘોડા પ્રત્યે બોલ્યો—

કાળજ સમ બાંધવ ગયો હવે હું જીવું શે કાજ.

મન માને ત્યાં ચાલજે નવ જાણીશ મારી દાજ.

ઘોડો જાણે આ બનાવ જોઇ અત્યંત દીલગીર થયો હોય તેમ પગલાં તદન ઢીલાં ભરે છે. માનસિંહ પણ તેનાપર બાવરા જેવો બનીને બેઠેલો છે તેને સઘળું સુનકાર લાગે છે, ઘડીએ ઘડીએ નીસાસા નાંખે છે ને આંખમાંથી બોરબોર જેવડાં આંસું ડરક ડરક નીકળી પડે છે. આવી હાલતમાં ચાલતાં રસ્તામાં ઝાડ ઝાંખરાંને પૂછે છે, હે વનસ્પતી, તારામાં કાંઇ ગુણ નથી કે જેથી મારો મુવેલો ભાઇ ઉઠે ? મહારાજ, આ જગતમાં સૌથી સાચા અને પ્રત્યક્ષ દેવ તમો છો; તમે સર્વત્ર પ્રકાશ કરો છો. તમારાથી સૌ જીવે છે, તો તમારામાં પણ એટલું સત્વ નથી કે પેલા મારા ભાઇને જાગૃત કરો? એમ કહી, નાળાં વાયુ વગેરે આવાચક પદાર્થોને ઘણુ તે એમજ પુછતો જાય છે. એવી રીતે ચાલ્યો જાય છે. પણ ખાતો નથી. પીતો નથી. કયાંઇ ઉતારો કરતો નથી, એવી બેશુદ્ધીમાં આવી પડેલો છે. ઘોડો પણ એક સરખો ચાલ્યોજ જાય છે, એમ કરતાં એક દીવસ ગયો, બે થાય, ને ત્રીજે દીવસે કોઇ આડે રસ્તે પડી ગયો કે જ્યાં કોઇ ગામ નહીં. સીમ નહીં, વસ્તી નહીં; માત્ર જંગલ જ હતું, તે રસ્તે ચાલતાં કેટલીક વારમાં સમુદ્ર કીનારે આવી પહોંચ્યો. સમુદ્રમાં મોજાનો ધમધમાટ સાંભળી ઘોડો એકદમ ચમકયો, ને ખમચાઇને ઉભો રહ્યો. આથી માનસીંહને બુદ્ધિ આવી, સાવધ થઇ જાય છે તો માલુમ પડયું કે ઘોડો સમુદ્ર જોઇને અટકયો છે, એટલે તેણે ઘોડાને કહ્યું કે “ અરે, ભુંડા, તેં મારા દેશનું પાણી ખોયુ ? માત્ર આટલાથી જ ભય પામીને તું ઉભો રહ્યો? અલ્યા તું તારો જીવ બચાવવાને ઉભો કે! જો તારો જીવ બચાવવાને ઉભો હોય તો મને બેલાશક આ સાગરમાં ફેંકી દે, ને સુખેથી તારે જ્યાં જવું હોય ત્યાં એકલો ચાલ્યો જા, એમ કહી ચાબુક ઉગામ્યો.

એમ કહી ઉગામ્યો કોરડો, વાળતાં લાગી વાર
તરત તેજી તલપીયો, અને પડયો સાગર મોજાર.

ઘોડો. એના હુંકારાના ને ઠબકાના વચન સાંભળી તરત છલંગ મારી સાગરમાં પડ્યો, એટલે તો એક મહાન આશ્ચર્યકારક બનાવ બન્યો. સાગરના જળના ઓઘ બંને બાજુએ થઇ જઈ વચ્ચે એક ઘોડેસ્વાર ચાલી શકે એટલો, અને છેક પેલે પાર સુધી લાંબો રસ્તો પડી રહયો. આનું કારણ એજ હતું કે માનસિંહની પાઘડીએ પેલો અત્યુત્તમ મણી કે જેને માટે અભયસિંહે પોતાનો પ્રાણ ખોયો. તે બાંધેલો હતો. એ મણી પોતાની પાસે છે એમ માનસિંહને માલુમ ન હોવાથી ઉપરનો રસ્તો જોઇ તે ઘણો જ વીસ્મિત થયો. તે વિચાર કરવા લાગ્યો, " અરે આ કેવો ચમત્કાર! આ વાત હું પ્રત્યક્ષ જોઉં છું પણ જો હું બીજાને કહું તો ને તેને ખોટી ગણી, અને ગાંડામા ગણી કાઢી હસે, ઇશ્વરના બાંધેલા નિયમ પ્રમાણે આ સંસારમાં સઘળું બન્યા કરે છે એના કરતાં કોઇ ડાહ્યું નથી, " આમ વિચાર કરતા થોડીવારે સાગરના સામા તટ પર આવી પહોંચ્યો. કીનારે ઉતરી પાછી પોતાની મુસાફરી ચાલુ કરવાનો હતો. પરંતુ પોતાથી કેટલેક દુર પણ સાગરના કીનારા ઉપર જ એક વિશાળ નગર દેખાતું હતું ત્યાં જવાનો તેણે નિશ્ચય કર્યો. કારણ કે ઘણાક દિવસથી જંગલમાંજ રખડયા કીધું હતું, અને પોતાના ભાઇને મુવા પછી તો અન્ન કે જળ પણ મ્હોંએ લીધું ન હતું તેથી તે શહેરમાં જઇ કંઇ ટીમણ કરી આગળ ચાલવું એવા વીચારથી તે ત્યાં ગયો. એ શહેરમાં કોઇ લાલસિંહ કરીને મહાધુર્ત રાજા રાજ્ય કરતો હતો. યથા રાજા તથા પ્રજા એ કહેવત પ્રમાણે ત્યાંની પ્રજા પણ નાંનાથી ઘરડા માણસો સુધી સર્વ રીતે મહાધુતારી

હતી. અને આ પ્રજા સર્વેને ધંધો પણ જે કોઇ તે શેહેરમાં આવે તેમને છળભેદ અને ધુર્ત વીદ્યાથી ધુતી ખાવાનોજ હતો. આવા દુષ્ટ શેહેરમાં રાજકુમાર માનસિંહે પ્રવેશ કર્યો.

પ્યારા વાંચનાર ! હવે રાજકુંવર માનસિંહ તો આ ધુર્ત નગરમાં ભલે પ્રવેશ કરે પણ બીચારા અભયસિંહનું શબ તે મહાવનમાં જેની દુરવસ્થામાં પડેલું છે તેની શી ગતી થઇ તે જરુર જોવું જોઇએ નહીં તો નિર્દયતા કરી કહેવાશે. અભયસિંહનો ભાઇ શબ એમનું એમ મુકીને ગયો. તેને ત્રણ દહાડા થયા પછી એક લાખો કરીને મોટો વેપારી વણજારો હતો, તેની પોઠ હજારો ઉંટ, ઘોડા, બળદ, પાડા, ખચ્ચર વગેરે ભારે રહેનારાં પ્રાણીઓ, જેમના પર અનેક તરેહનો માલ લાદેલો હતો એ સહિત તે ઘોડા અરણ્યમાં થઇ જતી હતી. તે ત્યાં આવી નીસરી.

હવે પ્રીય વાચક " તું શંકા કરીશ કે આવું ઘોર અરણ્ય કે જેમાં ફાડી ખાનાર અને માત્ર પ્રાણીઓનાં શરીરનોજ ભક્ષ કરનાર પશુઓ સર્વથા વસે છે અને નીરંતર ભટકયા કરે છે, તો તેમાં તે રાજકુંવર અભયસિંહનું શબ કેવી રીતે ત્રણ દિવસ સુધી રહી શકયું હશે ? " ત્યારે સાંભળ કે અભયસિંહનો નિમકહલાલ ઘોડો જેને માનસિંહ ઝાડ સાથે બાંધતો ગયો હતો, તે ઘણોજ બહાદુર હતો. રાત્રિ દિવસ પોતાનો ધણી સુતેલો છે એમ જાણી નિરંતર તેના શબની આસપાસ ફરીને ચોકી કર્યા કરતો હતો, વળી વાઘ, સિંહ આદિ બળવાન પશુઓ તો પોતાની મહેનતે જ મારેલા શિકાર વગર બીજા અનાયાસે મળેલા શીકારને અડે પણ નહિ. તેમ હલકાં પ્રાણીઓ આ બળવાન અને ક્રોધાતુર અશ્વની નજદીકમાં પણ આવવાની હીંમત શાની કરે એવા કારણથી, અને પરમેશ્વરની ઇચ્છા આગળ ઉપર એને સજી-

વન કરવાની હોવાથી તેના શરીરને કોઇપણ તરેહની હરકત ન થતાં તે તેમજ પડયું હતું

હવે પેલી વણજારાની પોઠ ચાલી આવતી હતી; તેની છેવટ દુરથી ઉડતી જોઇ અમસિંહના ઘોડો જાણે કોઇ કડક મારા સુતેલા સ્વારને મારવા આવે છે એમ સમજ્યો, ઘોડો જાતે ઘણો બહાદૂર અને વળી રાજવંશીનો છે એટલે તેને આ વખતે શુરાતન આવ્યું તે પોતાના ધણીને ઉઠાડવા માટે પગ પછાડે છે ને ખોંખારે ખોંખાર મારી રહ્યો છે આવો એકાએક ભયંકર હણહણાટ લાખા વણજારાનાં માણસોએ સંભળી તેઓ એક બીજા પ્રત્યે કહેવા લાગ્યા કે આજ સુધી તો આપણે જ્યારે ગયા છીએ ત્યારે આ વનમાં કોઇએ નજરે પડયું નથી, ને આજે તો જુઓની કોઇના ઘોડા જોરમાં હણહણે છે. શું કોઇ રાજાનું લસ્કર આવ્યું હશે ? કે શું કોઇ બળવાન લુટારાઓ પડયા હશે ! કે છે શું ? તેથી કોઇએ પાઘડી સંભાળી,કોઇએ બંદુકની જામગરી સળગાવી એમ સઘળા સાવચેત થઇ ચાલવા માંડયા ચાલતાં ચાલતાં છેક નજદીકમાં આવ્યા તો તેઓને માલમ પડયું કે એક માણસ સુતેલો છે, તેની પાસે તેનાં હથીયારો પડેલા છે,ને કોઇ દેવતાઇ ઘોડો એકવડી દોરથી બાંધેલો છે પોઠ છેક પાસે આવી ત્યારે લાખો વણજારો આ ઘોડાને જોઇ અચંબો પામ્યો ને બોલ્યો કે આવો દેવરૂપી ઘોડો આવા ભયંકર વનમાં કદી દીઠામાં આવ્યો નથી. આવા અમુલ્ય પશુને આ ઘોર અરણ્યમાં એકલો મુકી આ મનુષ્ય નિશ્ચિંતપણે સુતો છે, રે શું આને બીક નથી લાગતી ? અરે રખે કોઇ બીચારો વીયોગી સુતેલો હોય કે કોઇ દુઃખી હોય, કિવા ભુખ્યો તરસ્યો હોય, તો એને ઉઠાડી એનું દુઃખ સાંભળું, આવા વિચારથી તેણે પોતાના સિપાઇઓને કહ્યું કે એ મનુષ્યને કોઇ ઉઠાડો. ધણીની

આજ્ઞા થવાથી સિપાઇઓ હામ બીડી રાજપુત્રના શબ પાસે જાય ખરા, પણ પાસે હથિયાર પડેલાં જોઇ ડરીને દુરથી જ બુમો પાડયા કરે, કોઇએ ઢુકડે જવાની હીમત કરી નહીં. કેમ જે રખેને એ જાગી ઉઠે, ને અધુરી નિદ્રાએ ઉઠાડયાથી ક્રોધે ભરાઇ કંઇ નુકશાન કરે. સીપાઇઓની આવી ખોટી બીક જોઇ લાખાને ઘણી રીસ ચઢી તેથી બોલ્યો કે "હે હરામો, તમે આટલા વર્ષ સુધી મારૂં અન્ન ખાઇને ચાકરી કરી તેને બટો લગાડયો, જો તમારાથી આટલો માણસ ઉઠાડાતો નથી તો વખતે સામે મોટી ધાડ આવે તો તમે કેમ કરી મારી ઉઠાવશો ? માટે શરમ છે તમને હીજડાઓ" પોક તો એક પછી એક પોતાને રસ્તે ચાલી જાય છે અને વણજારો પોતાના માણસોને ત્યાં ઉભો ધમકાવે છે એટલામાં એની પુત્રી રંભાવતીની પાલખી આવી પહોંચી, તેણીએ આવતાં સૌ સીપાઇઓનાં મ્હોં ઝાંખા પડી ગયેલા દીઠા તેણી આજ સુધી પોતાના બાપની સામે બોલી ન હોતી. પણ કર્મ સંજોગે પીતાના બોલવાથી, તેણી બોલી, "દાદાજી" સીપાઇઓને શા વાસ્તે કઠોર વચન કહો છો ?

### બેત

> ઓ તાત શું સમજું છતાં ગુસ્સો ગરીબો પર કરો,
> હાથે કરી મુખમાં નીજ હાથ કો દેશે ખરો,
> જો હોય ચોરો કે લુટારા તો સુખે આજ્ઞા કરો,
> નિજ પ્રાણ દેવા તુરત ત્યાં આગળ થશે સૌ ચાકરો.
> જો હોય હિંમત તો તમો જઇને ઉઠાડો તે ધણી.
> મોટા તણી સૌ આળ સાંખે નિજ બરાબરીઓ ગણી.

આ શબ્દો સાંભળી લાખો તો અજબ થઇ ગયો; કારણ હજુ

સુધી તેણે પુત્રીને મોએ કદી આવા મર્મસુચક શબ્દો સાંભળ્યા નહોતા તેને એ સાંભળી ઘણો ગુસ્સો ચઢી આવ્યો અને તેના આવેશમાંજ તે બોલ્યા,--

બેત

સૌ અબોલા થઇ રહ્યા ને મુજ પુત્રી તું છતે,
જે લાડ સર્વ ઉડાવીઆ તે ભુલીને આવું કથે.
માટે કરૂં આજ્ઞા તેને ઉઠાડ તું જઇને હવે,
જો હોય મારા બુંદની તો પાણી સાચું દાખવે.

એમ કહી રોષમાં જ તે પાલખીમાં જ બેસી ચાલતો થયો. બાપનું આવું સખત વચન સાંભળી રંભાવતી ચીડાઈ બોલી કે, "પીતાજી એને હું ઉઠાડી લાવું તોજ તમારી પુત્રી ખરી" પછી પાલખી રાખી તુરત નીચે ઉતરી પડી પોતાની દાસીઓ પાસેથી પોતાના શણગાર લઇ પહેરી દીધા ને સઘળા આભુષણો સજી જ્યાં રાજકુંમારનું શબ પડેલું છે ત્યાં આવી ઉભી અને નીચે પ્રમાણે નૃત્ય કરવા લાગી--

પરજની ઠુમરી

સુઘડ નર શયન કર્યું કયમ રાન.
ચતુર ગુણી, સાથ સકલ તજી,નિર્જનવનમાં ભુમિ કર્યું નિજ સ્થાન શું.
હય હણુણુણુણુ કરી ચેતાવે, વન મય કેરી નિશાન-સુઘડ૦
શબ્દ ઉઠે ભયભીત અહીં આગે, સૂણતાં ભેદે કાન-સુઘડ૦
શે દુઃખ ત્યાગ કરવું નિજ મંદિર, શે દુઃખ ભુલા ભાન-સુઘડ૦
વિનતી સુણી આ અબળા કેરી, નિંદ તજો ધરી સાન-સુઘડ૦

આ પ્રમાણે પોતાના પગના ઝાંઝરના ઝમકાર ઘણાએ કીધા ઘણીવાર ઘુઘરાનો ખમખમાટ કર્યો, બહુએ વખત હાથની ચુડી

ખખડાવી. ને એવી ઘણી રીતે સ્ત્રીનાં ચરિત્ર કરી બતાવ્યાં પરંતુ રાજકુંવર જીવતો હોય તો ઉઠે કેની? એથી કુંવરીએ વિચાર કીધો કે આ પુરૂષ કંઇ મુરખ તો નહિજ હોય કે જે આટલી બધી વાર સુઇ રહે કેમકે—

ચાતક ચકવો ચતુર નર નીત્ય પ્રતિ રહત ઉદાસ;
ખર ઘુવડ મુરખ પશુ સદા સુવત સુખ બાસ,

માટે આ શુરો નર આવા ભયંકર જંગલમાં આટલો બધો બેભાન થઇ સુઇ ન રહે. કદી સુવે તો મનમાં કાંઇપણ ડર રહેજ. તે ઘણો અસાવધ થઇ સુઇરહે નહિ;પરંતુ એ અવસ્થ મુએલો હોવો જોઇએ એમ વીચારી તેના મોંપરથી પીછોડી ખેંચી લીધી ને જોયું તો તે લીલુંછમ થઇ ગયેલું છે. હવે કુમારિકા બાઇ પોતે સતી છે. એ કોઇ દિવસ પુરુષને અડકી નથી તે અડકીને જેનું મોં જુવે તેને પોતે વરવું એવો તેનો નિયમ છે. ત્યારે આ રાજકુંવર મુએલો જોઇ તેણીને પોતાના પવિત્ર નિયમનું સ્મરણ થયું. અને અત્યંત શોકાતુર થઇ રૂદન કરવા લાગી તેણે આખરે ઠરાવ કીધો કે ગમે તેમ હો પણ મારો એને સ્પર્શ થયો માટે જો કે એ મરણને વશ છે તો પણ મારો પતિજ થઇ ચુકયો છે. ભલે દેવે મારા પ્રારબ્ધમાં એમજ નીર્માણ કર્યું હશે, માટે એના શબની સાથે બળી મરવું એજ મારો ખરો ધર્મ છે હવે કાષ્ટ તો નજીકમાંજ પડેલાં છે તેની મોટી ચીતા ખડકી ને રાજકુંવરનુ શબ તે પર ઉપાડી મુકયું અને હવે પોતે પણ તેમા સહગમન કરવાની છે. આ સમાચાર પિતાને જણાવવાને તુરત જાસુસોને મોકલ્યા ને તેઓ સાથે કહાવ્યું હવે ઘડી બે ઘડીની છું માટે મારા પિતા હો તો એકદમ મારી પાસે આવી ઉભા રહો.બાપ આ સમાચાર સાંભળતાંજ પાછા ફરી શ્વાસ—

ભેર દોડી આવી જોયું તો આવો વિલક્ષણ પ્રકાર તેની નજરે પડયો તે બહુ કલપાંત કરવા માંડયો ને આંખે ચોધાર આંસુ વહેવા લાગ્યા તે બોલ્યો અરે આ શો જુલમ રે મારી વ્હાલી દીકરી મારા કઠોર વચન સાંભળી તને આટલું બધું ખોટું લાગ્યું શું ! તું આ રસ્તામાં પડેલા પુરુષ શબ સાથે બળી મરીશ કે શું ? દુષ્ટ વચનોજ તારા શતરૂરુપ ને માતરૂપ થઇ પડયા કે બેટી હું તને તેની સાથે નહી બળવા દઉ એવી ઘણી રીતે તેને સતી થતા વારી, ત્યારે રંભાવતી બોલી પિતાજી

## દરબારી કાનડો—પદ.

ન કરો કલપાંતજ ભારી, તાત મતિ રાખો આપ સારી,
લો પહેલાજ વીચારી—ન કરો
તેમાં તમારો કંઇ દોષ છે કીસ્મતની બલિહારીરે,
સતી થઇ જો તજું સત્ય તો વાજે જાતજ મારી—ન કરો
મહા ભાગે સ્પર્શ થયો તે લંઘો પતિ મેં ધારીરે.
સ્વસ્થ સત્ય નેમથી બળી મરીશ આવારી—ન કરો.
વિધવાપણું જો જન્મ સુધીનું ભોગવવું પડે ભારીરે,
રહે શીર કલંક છોરો નીંદા કરે જગ સારો—ન કરો.

આ સાંભળી બાપે તેમજ બીજા સઉ દાસ દાસીઓ રડવામાંડયું તેથી ત્યાં કળા હોળ થઇ રહ્યો.

હવે બાજુના આડા રસ્તાપર એક મહા વિદ્વાન અને સાધુવૃત્તિનો વૃદ્ધ તેમજ અંધ બ્રાહ્મણ પોતાના બાળેક વર્ષની વયના છોકરાને લઇને સર્વ તીર્થ યાત્રા કરીને ઘેર જતાં હતાં, તેણે પેલા માણસોના શોકજનક શબ્દ સાંભળ્યો ચાલતાં ચાલતાં પુત્ર પ્રત્યે પિતાએ કહ્યુ બેટા આપણે ઘણીવાર આ વનમાં થઇ ગયા આવ્યા હોઇશું

પણ કોઇ દિવસે મનુષ્યનો સાદ સાંભળવામાં આવ્યો નથી ને આજે તો જાણે લોકોના એકઠા થયેલા સમૂહનો ઘોષ સંભળાય છે માટે બેટા ચાલને આપણે ત્યાં થઇને જઇએ કે આપણા જાણવામાં તો આવે કે શું છે. છોકરો ઘણા દીવસે આજે ઘેર જાય છે તેથી જેમ બને તેમ જલદી ઘેર પહોચતા મટે તેના મનમાં અતિ ઉત્કંઠા થઇ આવેલી છે, એથી પિતાનું વચન સાંભળીને મનમાં કંટાળો આવ્યો કે વળી આ બધા ક્યાં ફોકટના પ્રહર વખત રોકવાનો આગ્રહ કરે છે એથી બોલ્યો કે બાપા કોણ જાણે કે ત્યાં શું હશે. આપણે મુસાફરને તેની શી જરૂર, ચાલોને આપણ આપણે રસ્તે કે જેથી જલદી ઘેર પહોંચાય. આટલામાં તો જય જય શ્રી રણછોડ અંબે માતકી જય" એવા ઉચ્ચારો મોઢેથી સંભળાવા માંડયો એટલે બાપે છોકરાને ત્યાં જવા માટે બહુ આગ્રહ કર્યો, અને કહ્યું કે " બેટા કોઇ પવિત્ર સતીનો સાદ સંભળાય છે માટે જરૂર કરીને આપણે તેના દર્શનાર્થે જવું જોઇએ" પછી તેઓ બંને ત્યાં ગયા ને આસપાસ ઉભેલા માણસોને પુછ્યું કે ભાઇ આ શું છે ત્યારે આ વૃદ્ધ અને તપશ્ચર્યા તેમજ તીર્થયાત્રાના પુણ્યના તેજથી શોભતા પુત્રસહિત અંધ બ્રાહ્મણને જોઇને લાખો પોતેજ તેઓ પ્રત્યે બોલી ઉઠયો ' અહો મહારાજ બ્રહ્મદેવ આવા દુર્ઘટ સમયે આપના જેવા પુણ્યવાન સાધુ પુરૂષનું પધારવું જોઇ મારૂં શોકાગ્નિથી બળતું અંતઃકરણ કુદરતી ચમત્કારથી પોતાની મેળેજ શાંત અને શીતળ થઇ ગયું તો મને હવે ખરો વિશ્વાસ આવે છે કે મારા ઉપર આવી પડેલા દુખનો વિધ્વંશ કરવાને દયા કરીને શ્રીહરિએ પોતે જ તમને અહીં મોકલ્યા ન હોય ? આમ બોલી બ્રાહ્મણને પ્રીતીપુર્વક નમસ્કાર કર્યો પછી ફરીને તે બોલ્યો "મહારાજ એકજ જિવ્હા કે જેમાંથી અમૃત

તેમજ વીષ બંને પદાર્થો ઉપજી શકે છે તેના વાપરવાથીજ આ પરાકષ્ઠાનું સંકટ અમોને પ્રાપ્ત થયું છે,એમ કહી અત્રે બનેલા તેના અને તેની પુત્રી વિવાદથી ઉપજેલું સઘળું વૃત્તાંત તે વૃદ્ધ બ્રાહ્મણને નિવેદન કર્યું અને પ્રાર્થના કરી કે " મહારાજ હું આપને દેવ સમાન માનું છું અને બ્રાહ્મણ એ ઇશ્વરનું રૂપ છે એમ જાણી તમારા શરણે છું માટે કોઇ પણ ઉપાયશ્રી અમો સર્વને આ સંકટથી મુકત કરો.' એવા દીનતા ભરેલા લાખાનાં વચન સાંભળી બ્રાહ્મણ બહુ ધીરજ આપીને તેઓ પ્રત્યે બોલ્યો ભાઇ ! આ જગતના કર્ત્તા પરમેશ્વરની માયાનો કોઇ પાર પામતું નથી. તે માયાના પ્રભાવથી આખું જગત અહરનીશ હલનચલન કરી રહ્યું છે. તેનાથી સંસારમાં નહિ બનવાજોગ વસ્તુ એકાએક થઈ જાય છે એવી મસ્તાની માયાના પાપમાંથી જેનાપર ઇશ્વરની કૃપા હોય તેવા પુરૂષોજ બચી જાય છે. આપણુ પામરનું કંઇ ગજુ નથી વળી એટલું છતાં તે માયાને પણ પ્રભુએ શ્વતંત્રતા સોંપી નથી, તેને પણ પોતાની ઇચ્છાનુસારજ રાખે છે, તે પરમ દયાળુ હોઇને પોતે ઉપજાવેલા પ્રાણીઓને માટે જે કંઈ કરે છે તે ખરેખર તેઓના લાભનુંજ હોય છે માટે હે ભાઇ, જેમ તને આગાઉથીજ અંતઃકરણ સાક્ષી આપવા માંડયું તેમ મને અહીંઆં તે પરમ કૃપાળુએજ પ્રેરણા કરી મોકલ્યો હશે તો કોણજાણે, માટે હવે તમો કોઇએ ચિંતા કરશો નહી પણ તે મરણશીલ થયેલા પુરૂષને શરીર ખુબ ચોળી કરી તપાસો કે તે શા કારણથી આ અવસ્થાને પ્રાપ્ત થયું છે તો પછી ઇશ્વરદત્ત વિદ્યા બુદ્ધિ અથવા ઓષધથી હું એનો મારાથી બનતો ઉપાય કરવામાં કસર રાખીશ નહીં વળી જુઓ કે એ મનુષ્યને શરીરપર કોઇપણ જાતનો શસ્ત્રનો ઘા છે? એમ દરેક અવયવો નિહાળીને તપાસવાને બ્રાહ્મણે કહ્યું તેમ કરી જોતાં તેમને માલમ પડ્યું કે તેના આખા શરીરનો રંગ

રંગ લીલોછમ થઇ ગયેલો છે અને જમણું પગને અંગુઠે કંઇ ડંસ થઇ થોડુક લોહી વહેલું છે તેનાં સુકાએલાં ખરેટાંછે. આ પ્રમાણે સાંભળતાંજ તે એકદમ બોલ્યો કે અરે જો ખરેખર એમજ હોય તો તે જરૂર કોઇ ઝેરી સર્પના દંશથીજ મરેલો હોવો જોઇએ અને વળી આ ઘાડું અરણ્ય છે માટે એ અનુમાનને ટેકો મળે છે. પછી પોતાના દીકરા તરફ ફરીને તે બોલ્યો "બેટા, ખાંધેથી ખડીઓ નીચે ઉતારી તેમાંથી સર્પ મોહોરા છે તે જલદી કાઢ,કેમ જે અત્યારે પરમાર્થના કામમાં તે વાપરવાનો સમય આવ્યો છે" છોકરાએ મોહોરા કાઢી પિતાના હાથમાં આપ્યા તે લઇને બ્રાહ્મણ બોલ્યો "સાંભળો ભાઇ, જો આ મરનારને પોતે મરવા પછી ત્રણ દિવસ પુરા થયા ન હશે તો ઓષધથી જરૂર શ્રીહરિ એને જાગૃત કરશે માટે જ્યાં દંશ દેખાય છે તેનાપર એમાંનો એક મહોર વળગાડી દો, તરતજ તે પ્રમાણે કરવામાં આવ્યું, ને થોડીવાર તે વળગાડેલો મોહરો ઝેર ચુસી તદ્દન કાળો પડી નીચે ખરી પડયો. હવે ધીમે ધીમે તે શરીરની લીલાશ કમતી થવા માંડી ને તે સતેજ થવા માંડ્યું; પછી તરતજ બીજો મહોરો વળગાડયો ને તે પણ આગળની પેઠે ઝેર ચુસી ખરી પડયો એટલે તો પેલાના શરીરમાં કંઇક જાગૃતિ આવી. લાગલોજ ત્રીજો મોહોરો લગાડયો ને તે ખરી પડતાંજ અભયસિંહે આળસ મરડી તથા તેનાં ભમી ગયેલાં ચક્ષુઓ ઠેકાણે આવ્યાં. આમ થતું જોઇ લાખો, રંભાવતી, ને બીજા સૌના મનમાં ધીરજ આવી ને તેઓ વૃદ્ધ બ્રાહ્મણ પ્રત્યે ઘણા જ ઉપકારદર્શક વચનો બોલવા મંડયા, બ્રાહ્મણે પછી બીજી એક ઓષધી આપી ને તેમાં શુદ્ધ જળ મેળવી અભયસિંહના મોંમાં રેડવાને કહ્યું, કે જેથી કરીને તેની ટુંકી પડી ગયેલી જીભ છુટે અને ગળામાં અમી ઉત્પન્ન થાય; આ ઓષધ તેના મોંમાં નાંખતાંજ અભયસિંહ ઉઠ રા-

ઉપરી બગાસાં ખાઈ અળસ મરડી બેઠો થયો. "ઓ ભાઇ, ઓ મારા પ્યારા ભાઇ, અરે મોટાભાઇ કેમ તમે બોલતા નથી ?" એમ બોલી ઉઠયો વળી પોતાના ભાઇને ન જોવાથી ગાભરો બની આમ-તેમ જોવા લાગ્યો ને કદી ન જોયેલાં એવાં આ હથીયારબંધ ઘણાં માણસો તેમજ લાખો તેની દીકરી ને પેલા બ્રાહ્મણો એ વગેરેને જોઇને બહુ આશ્ચર્યચકિત થઇ પોતાના અસ્ત્રશસ્ત્ર હાથમાં લઇ સામો થઈ ગયો; આ જોઇ સૌએ નાસાનાસ કરી મુકી ? પણ પેલી લાખાની પુત્રી કે જે અભયની નજીકમાંજ ઉભી હતી તે વચ્ચે આવી હાથ જોડી સામી ઉભી રહી ને નીચે પ્રમાણે બોલી:—

"વાહ ! વિદેહી મુસાફર ! ધન્ય છે તમને ! તમારા વસ્ત્રાભુષણો અને બીજાં બાહ્ય ચિન્હો જોઇને તો અમો ધારતા હતા કે આપ કોઇ સુજ્ઞ શુરવીર નર હશો, તેમજ ઉંચા કુળના ફરજંદ હશો, પણ આ સમયનો ક્રૂરતા ભરેલો સ્વભાવ જોઇ અમારૂ અનુમાન ખોટું છે એમ કહયા વગર ચાલતું નથી. આપ કયા દેશના વાસી છો, આપનાં માત પિતા કોણ છે, કયાંથી આવો છો. વગેરેથી જાણીતા થવા પહેલા એટલુંજ કહેવાનું છે કે આપ હમણાં સુધીમાં કેવી સ્થિતિમાં હતા. અને તે અવસ્થા કેમ પ્રાપ્ત થઇ હતી અને તેમાંથી કોણે મુકત કીધા, એ બાબતનું સ્મરણ કરો. જો તે ધ્યાનમાં ન હોય તો વિચાર કરો કે, તમે અત્રે કેમ પડેલા હતા. અરેરે, મહારાજ ! તમે અહીં દુષ્ટ મરણથી પ્રાપ્ત થઇ આખર સમયની ઘોર નિંદ્રામાં સુતેલા હતા ને તમારી પાછળ હું નિર્ભાગ્ય અબળા, આ સંસારનાં અનેક સુખો ભોગવવાની સર્વ આશાએને ત્યજી બળી મરતી હતી. તે સમયે મારા ઉપર દયા લાવી આ તપશ્ચર્યા રૂપ ધનવાળા બ્રાહ્મણે મને સહાય કરી. અરે હું એમને બ્રાહ્મણ નહીં પણ સાક્ષાત પ્રભુનું રૂપ સમજું

શું કારણ તેમણે તમને સજીવન કીધા છે. તેથી ધન્ય છે તમને કે જેણે પોતાને સજીવન કરનાર અર્થાત ફકત જન્મ આપનાર એવા ધર્મ પિતારૂપ બ્રાહ્મણને કદી વાળી ન શકાય એવા ઉપકારના બદલામાં ઓશીંગણ થઇ દક્ષિણા રૂપ ઘણું દ્રવ્ય આપવું જોઇએ અને તેટલી શકિત ન હોય તો સૌથી મ્હેલો ઉપાય એ કે બે કર જોડી દીન થઇ ક્ષમા માગી આશિર્વાદ લેવો જોઇએ તેને બદલે તમે તો શસ્ત્ર લઇ કોઇ યોદ્ધાની સામે લઢવા જાવ તેમ જોશભેર ચાલ્યા જાઓ છો પણ વિચાર કરો મહારાજ, હું દુર્ભાગિણીના સૌભાગ્ય રૂપ સ્વામીને આવું વર્ત્તન ઘણુંજ અઘટિત ને નિંદાને પાત્ર છે.”

આટલું સાંભળતાં જ રાજપુત્ર અભયસિંહને વનદેવીએ કહેલી સઘળી ભવિષ્ય વાણી યાદ આવી, ને તેના વિચાર કરતાજ તેને પૂર્વનું ભાન થવાથી તે મહા લજ્જિત થઇ ગયો. પોતાનાં શસ્ત્રો નીચે ફેંકી દઇ દોડીને તે બ્રાહ્મણના ચરણમાં મસ્તક મુકયું. ને બ્રાહ્મણે ઉઠાડી ઉભો કીધો પછી અનેક પ્રકારે તેની સ્તુતિ કરી ક્ષમા માગવા લાગ્યો વળી પોતાની પાસેના દ્રવ્યમાંથી ઘણીક સોના મહોરો, મોતી, રત્નો વગેરે કાઢી બ્રાહ્મણને દક્ષિણા આપી કહેવા લાગ્યો “મહારાજ ! આપે કરેલા ઉપકારનો બદલો હજારો જન્મ સુધીમાં પણ મારાથી વાળી શકાય તેમ નથી “ એ સાભળી બ્રાહ્મણે તેને આશીર્વાદ દઇ તેનું દીર્ઘાયુષ ઇચ્છયું પછી અભયસિંહ તૈયાર થઇ ઘોડેસ્વાર થવા જાય છે એટલે તેનો પલ્લો પકડી રંભાવતી કહેવા લાગી—

નાગણી ડંસીયા નાથ લાંબા થઇ પોઢિયા,
રડવડવા પડયા દિનરાત, મરણપટ ઓઢિયા,
હું અબળાનો અવતાર તે આવી જગાડવા,
પિતાજીના વચનને માટે, વચન મુજ પાળવા.

પણ દેખીને થઇ હું નિરાશ, મરણ વશ આપને,
સતી થઇ સહુ એ શબ સાથ, કહાવ્યું બાપને;
બાપે આવી કર્યું કલ્પાંત, મુની પધારીયા,
કરો પૂર્ણ દયા મુજ સાથ, જે તમને ઉગારિયા.
હવે મુજને તજી કહાં જાઓ દયાહીન નાથજી,
કરો પાણીગ્રહણ મુજસંગ લઈ ચાલો સાથજી;
તમ વિના બંધવ બાપ, બીજો જે નર સહુ,
માટે હૃદય સમજો આપ વધારે શું કહું.
નહી કેમ તમારી નાત, જાત કે કુળ તણું;
મારે તમ પિયુને નર, નથી કેહેતી કંઇ ઘણું.

આ પ્રમાણેનો તે બાઇનો આગ્રહ જોઇ અભયસિંહ ખમચાયો અને મનની સાથે વિવેક દ્રષ્ટિથી વિચાર કરવા લગ્યો, જેથી તેને માલમ પડ્યું કે આ કન્યા પરમ સતી છે, અને પુનર્જીવન પ્રાપ્ત થયું તે માત્ર તેણીનાજ પ્રતાપથી છે, માટે એની મને વરવા માટે થએલી ઉત્કંઠા મારે પાણી ગ્રહણ કરી જરૂર શાન્ત કરવી જોઇએ. આથી ખુશી થઇ બોલ્યો,—

છપ્પો.

માનુનીના વેણ સુખી, રીઝયું મન મારૂં—કહું ખરૂં
નીજ પ્રિય ગણીને, ગ્રહી હાથ મન ઠારૂં
છાતીમાં દાબીજ બહુ સુખ એને આપુ—કહું ખરૂં.

કોઇ રબકી મરજી—એ રાગ.

ધન્ય પ્યારી સંકટ હરનારી તુજ રસના પ્રેત ભરી ભારી
સુણતા મુજ વિહાલ ચિત ચહે તુ છે પ્યારી નકી મારી
જો કોકીલ કંઠી સુખકારી ગજગામી જોઇ છબી તારી

મુખ પાસ શશિ જાયે હારી લાલિત્ય તણી છે બલીહારી,
લીધો છે મોતથી ઉગારી તુજ પર નાખું આ તન વારી.

"હે પરમ સાધ્વી, હે મહા સતી ! તારૂં સત્ય આખા જગતને પાવન કરનારૂં છે. તારૂં વચન મહા શઠ પુરૂષના મનને પણ પવિત્ર કરી સન્માર્ગ દર્શાવનારૂં છે માટે હે સુકન્યા ! તું પરમ પતિવ્રત પાળનારી હોઇને મારી સાથે લગ્નથી બંધાવા ઇચ્છે છે તે તારી માંગલિક ઇચ્છા પરમેશ્વર પુર્ણ કરો તેમજ તારૂં સોભાગ્ય સર્વદા અમર રહે" આવા પ્રસંશાવાળા તથા પોતાની ઇચ્છાને પરિપુર્ણ કરનાર મધુર વાક્યો સાંભળી રંભાવતી બહુજ આનંદ પામીને તેણીની ચંદ્રમાના જેવા ઉજ્વળ મુખમાં લજ્જાને લીધે લાલી છવાઇ ગઇ અને અભયસિંહ ઉપર આ વખતે તેણીને ખરો પતિભાવ થવાથી તેણી પોતાના પિતા તથા બીજા સર્વે ત્યાં ઉભેલા જનવર્ગથી જાણે શરમાતી હોય તેમ એંચાઇ જરાક નીચું જોઇને ઉભી રહી, આ સર્વ બનાવ લાખો ચિત્ત દઇને ઉભો ઉભો જોયા કરતો હતો. તેને માલમ પડ્યું કે મારી લાડવાઇ દીકરી મારી તેમજ બીજાઓની લજ્જાને લીધે પ્રગટ બોલી શકતી નથી પરંતુ તેની હરકત ટાળવાને માટેજ તેનો હેતુ પાર પાડવો જોઇએ પછી તેણે અભયસિંહ તથા રંભાવતીને પોતાની કને બોલા-વ્યા અને પેલા વૃદ્ધ ઋષિદેવને વિનંતી કરીને રંભાવતીને માટે ઘડીયુ લગ્ન શોધી કાઢવાને કહ્યું. બ્રાહ્મણે વણઝારા પ્રત્યે કહ્યું ભાઇ લગ્નનો સમય હાલમાંજ ઘણો ઉત્તમ વહી જાય છે, ચોઘડીઉં બહુજ શુભ-કારક છે અને કન્યાને અખંડ સૌભાગ્યદાયક છે, એ સાંભળી તુરત લગ્નની તૈયારી કરવાને લાખાએ પોતાના માણસને કહ્યું. સિપાઇઓ તેમજ હજુરીયાઓ લાખાનો હુકમ સાંભળી તે પ્રત્યે નમ્ર વચને બોલ્યા, મહારાજ ! આ સમય અને વળી આવા અઘોર વનમાં તે

એકાએક લગ્નની સામગ્રી કેમ કરીને તઇયાર કરવી તે અમોને સુઝતું નથી માટે આપ જેમ આજ્ઞા કરશો તેમ કરવા તૈયાર છીએ એ સાંભળી લાખાએ ઋષિને પુછયું તો તેમણે ખુલાસો કર્યો કે આ પ્રમાણે ઘડિયા મુહુર્ત્થ લગ્ન સાધવાં; અને વર કન્યાને પોતપોતાના અંતઃકરણોના પ્રેમથી આકર્ષાઇ લગ્નરૂપી ગાંઠમાં બાંધવું એને ગાંધર્વ વિવાહ કહેછે અને તે વિવાહ સમયે કંઇ સાધારણ લોકોકિતવિવાહ જેટલી સામગ્રી જોઈતી નથી પણ માત્ર રૂતુને અનુસરતા પુષ્પો ફળો વનમાંની સમિધીઓ અગ્ની અને ઘી એટલુ જ હોય તો બસ છે એટલું પણ ન હોય તો પછી માત્ર સુર્યનારાયણની સાક્ષીથી જ તે વિવાહ થાય છે માટે આ વનમાથી પુષ્પ સમિધાદિ જે કાંઇ સત્વર મળે તે મંગાવો અને તે આવતાં સુધીમાં તે વરકન્યાએ પાસેના તળાવમાં સ્નાન કરી સ્વચ્છ વસ્ત્ર પહેરી તઇયાર થવું, તે પણ બ્રાહ્મણના વચનને અનુસરીને અગત્યનો સામાન તઇયાર કરાવ્યો ને અભય તથા રંભાવતી સ્નાન કરી આવા બ્રાહ્મણને તથા લાખાને હર્ષથી પોતાની દીકરી રંભાવતીનો કોમળ અને પુણ્યવાન હાથ અગ્ની વરૂણ પૃથ્વી વગેરેની પવિત્ર સાક્ષીથી અભયસિંહના હાથમા મુકયો અને કહ્યું, આ વરકન્યાનું જોડું સદા સુખી રહો તથા તે દીર્ધાયુષ્યવાળું થાઓ. પછી બ્રાહ્મણે લગ્ન સંબંધી અગત્યની ક્રિયાઓ જે હતી તે કર્યા પછી વેદ મંત્રથી આશીર્વાદ દીધા તેમજ પાસે ઉભેલા સિપાઇઓ વગેરે માણસોએ પણ આ વરકન્યાનું શોભિતું જોડું ઘણા કાળ અમર રહો એવો આર્શિવચનોનો ઘોષ મચાવી મુકયો. હવે લાખાએ અભસિંહના નામ ઠામ તથા કુળ પુછવાથી તેને માલુમ પડયું કે મારી પુત્રી જોધપુરના પતિ અજીતસિંહ જેવા કુલિન રાજાના ઘરમાં વરી છે તેથી તેના મનને બહુજ આનંદ પ્રાપ્ત થયો. હવે રંભાવતી મહા સદગુણવાળી અને પરમ સતી હતી

તેથી તેણે વિનય કરીને કહ્યું સ્વામીનાથ ! હવે આપ જ્યાં પધારશો ત્યાં સાથે રહી સેવા કરવા માટે આ રંક દાસી તઇયાર છે માટે તેને તરછોડશો નહી. એ સાંભળી અભયસિંહે તેને ઘણી રીતે સમજાવી અને કહ્યું જ્યાં ત્યાં દુઃખ સુખે ફરતો ફરી મારો દેશવટાનો નિયમીત સમય પુરો રહીશ ત્યાં લગી તેવા અઘટિત કષ્ટ સહી મારી સાથે તું રહે એમાં પિતાની ગાદીને લાંછન લગાડનારૂં છે માટે અત્યારે તો તારે તારા પિતા સાથેજ જવું પછી જો ઇશ્વરની કૃપા હશે તો વચમાંજ કોઇ ઠેકાણે આપણો મેળાપ થશે. આ સાંભળી પતિની આજ્ઞાને અનુસરનારી રંભાવતીએ અભયસિંહનો દેશવટો પુરો થાય ત્યાં સુધી પોતાના પિતાની સાથે રહેવું માન્ય કીધું અને પછી બન્ને ઘણા હેતભાવથી જુદા થયા. આ વખતે એ જોડાનો નવોજ સંબંધ હતો છતાં એવાં પ્રીતિના લગ્ન થયા પછી તુરત જ તેઓને એક બીજાથી છુટા થવું પડયું તેથી તે સમયની તેમના મનની લાગણી કેટલીક ઉભરાઇ આવી હશે તેનો વિચાર પ્રિય વાંચનાર તારે પોતાનેજ કરી લેવો.

હવે આપણા રાજકુંવરોમાંનો મોટો ભાઇ માનસિંહ તો લાલસિંહ ઠાકોરના શહેરમાં જઇ પહોંચ્યો છે. પાદરે પાદર ને સીમે સીમમાં લાલસિંહના ધુતારા સિપાઇઓ તો રાહદારીને ઠગવા સારુ હર વખતે ફરતા ફરે છે. રાજકુંવર માનસિંહને આવતો જોઇ એ ઠગ સિપાઇઓ તેની સરભરા કરવા દોડી આવ્યા. ગામના ગોંદરે એક સારો બાગ હતો તેમાં તેને ઉતારો આપ્યો, હવે પેલા બે માંનો એક ધરાય નહીં. ને પેટમાંનું કાળજું કાઢી ખાવાનો ઇરાદો કરે તેમ માનસિંહને આ સમયે ધુતારી નગરી, તેમાં ધુતારો રાજા, ધુતારી કચેરી ને ધુતારી રઇયત, એમ સો ધુર્ત વિઘાળાં મળેલાં છે તેમજ આ

અને સિપાઇઓ તેની સરભરા કરે છે, તેઓમાં પણ ધુતવાની સંપૂર્ણ કળા છે. હવે તે બંનેમાંનો એક બોલ્યો " મહારાજ આ તો અહીં-આંનો પેહેરેદાર છે, ને હું તો ગામના શાહુકારનો નોકર છું, માટે હવે મને રજા હોય તો જાઉં, અને પાછો થોડે સમયે આપની સેવામાં હાજર રહીશ " એમ કહી તુરત તે ધુર્તરાજા લાલસિંહ કને ગયે ને કહ્યું કે, ફલાણાનો છોકરો, ફલાણું તેનું નામ તેની માનું નામ ફલાણું, ને ફલાણા માટે તે બહાર નીકળ્યા છે. વગેરે સર્વ સાંભળેલું વૃત્તાંત કહી જણાવ્યું. લાલસિંહે તરત પોતાના ખાસ મળતીયાઓને બોલાવ્યા, તેઓને અમીરનો પોશાક પહેરાવ્યો, ને રાજ-કુંવર માનસિંહ જે બાગમાં ઉતર્યો હતો ત્યાંથી ખુબ માન મરત-બાથી દરબારમાં તેડી લાવવા માટે તેમને કહ્યું. રાજાના ફરમાવ્યા મુજબ તેઓએ માનસિંહને ઘણાં માનથી અને ધામધુમથી દરબાર ગઢમાં તેડી લાવ્યાં. દરબારમાં સો લોકો પેલા સિપાઇના કહેવાની માનસિંહની હકીકતથી વાકેફ થયેલા હતા, તેથી તેઓએ પણ માન સિંહની પ્રત્યે એવીજ વાત બનાવી કાઢી કે " જ્યારે તમે નાના બાળક હતા ત્યારે તમારા ગામમાં મોટો દુકાળ પડયો હતો, તેથી તમારા દાદાજી આખી કચેરી સહિત અહિં આવીને વસ્યા હતા. તે સમયે અમે પાંચ વરસે સુધી તેમની મેગાનગરી કરી હતી, જેથી અમારો આખો ખજાનો ખાલી થઇ ગયો હતો. આખરે બહારગામ ઘરાણે મુકીને પણ તેમની બરદાસ અમોએ રાખી હતી, કે જેમાંના ચાર ગામનો હજી અમે છોડાવી પણ શકયા નથી. અમારી દીકરીને એમના ઘરોમાં આપી ( અર્થાત માનસિંહને વેરે પરણાવી એમ કહે-વાનું છે ) એજ અમારા કર્મના ભોગ છે. તમારા વડીલ તો અહીં-થી ગયા ત્યાર પછી અમને સંભારે જ શાના, અને તમે પણ મોટા

ને સમજણા થયા તો પણ કંઈ લોક લાજને ગણતા નથી. ત્યારે દીક-
રીને તે અમે ક્યાં સુધી પાળીએ ? તમે તો કોઈ દિવસ તમારે ઘેર
તેડો નહીં ત્યારે પછી અમારી પાસે કંઇ નાણાના ભંડાર છે કે
જીવત લગી દીકરી માણસને સાપના ભારાની માફક વેંઢારીએ ?

આવી આવી વાતો સાંભળીને માનસિંહને લાગ્યું કે, આ બધા-
ઓ કહે છે તેથી મારા દાદાજી ખચિત અહીં આવેલા હશે. પણ
કોઇએ વિરોધ ઉપજાવ્યો હોય તો તેથી ગુસ્સે થઈ ઘેર ગયા પછી
કન્યાને સંભારી નહિહોય, એટલામાં તો લાલણ કુંવરીની દાસી દર-
બારના ચોકમાં નીકળી, કે તરત લાલસિંહે તેને બોલાવીને હસતાં
હસતાં કહ્યું " દાસી ! અહીં આવ તને વધાઇ આપું. તું કંઇ જાણે
છે ? " ત્યારે દાસી બોલી, " ના, શું છે ? " ત્યારે લાલસિંહે કહ્યું
કે " જો આ આપણા માનસિંહજી ! " એટલું બોલતાં વારજ દાસી
બોલી. ' અહો ! આજ તો આપણે ઘેર સોનાના સુરજ ઉગ્યા !
જેની ઇચ્છાથી આપણાં કુંવરી લાલણબાઇ રોજ નવાં નવાં વ્રત અને
દેવની માનતા ઇચ્છતા ફરતાં હતાં તે તો મહોલેજ વ્હાડી આવ્યાં છે.
પણ ખુદાવંત મહારાજાધીરાજ,આ વાત મને તો માન્યામાં નથી આવતી,
કારણ કે જો તેઓ માનસિંહજી હોય તો પછી પોતાની રાણીને બો-
લાવ્યા વગર રહેજ નહીં વળી તેઓ આમ નોકર ચાકર કે રસાલા
વગર એકલા હોય નહીં, કેમજે તેમની સાથે મોટું લશ્કર હોવું જો-
ઇએ " આ સાંભળી લાલસિંહે કહ્યું " એ તો દેશવટે નીકળ્યા છે
માટેજ માણસો વગર એકલા આવ્યાં.છે, પણ તું સાંભળ તો ખરી ?
એમને તો ખબર પણ નથી કે આપણે ઘેર એમનો વિવાહ થયેલો
છે ? " ત્યારે એ ધુત્તણી દાસી બોલી, કેમ દાદાજી. જુઓ ગરીબના
પરમેશ્વર છે કે નહી ? અજીતસિંહને આમની સાથે કંઇ વિરોધ

પડવાથી તેમને કંઇ વાત કહી નહીં હોય, ને આપણી કુંવરી તો એમના વગર સુકાઇને મરી જાય છે પણ જુઓની ! ઇશ્વરે કેવી સહાયતા કરી છે ? નિકર એમના દાદા એમને દેશવટો કયાંથી આપે ને વળી માનસિંહ આપણે ત્યાં આવે જ કયાંથી ? ખેર મોટા માણસ છે બાકી આપણે તો પકકીજ ખાત્રી કરી હતી કે પાંચ વરસ સુધી તેમની મેમાનગીરી કરીને આપણે ખજાનો ખુટાડયો એટલોજ લાભ માત્ર આપણને થયો ? " વળી તે બોલી. "દાદાજી ! માનસિંહજીનો જન્મ પણ આપણે અહીં થયો હતોની ? પેલી હવેલીમાં રાણીજી ઉતર્યા હતા ને હમે રોજ માનસિંહજીને હીંચકા નાંખવાને જતા હતા એક દીવસે મારા મનમાં ઉલ્હાસ આવ્યો તેથી જયાં રાઠોડ અજીતસિંહજી બેઠા હતા ત્યાં આપણું લાલબાને શણગારીને લઇ આવી. કુવરીનું બળાપણમાંથી જ અત્યંત સ્વરૂપ જોઇને તેજ વખતે અજીતસિંહે તેનું માગું કર્યું હતું. ને આગળ જતાં બંને બાળકોનાં માબાપનો નિશ્ચય ફરી જાય માટે તેમ ન થવા સારૂ આકરી પ્રતિજ્ઞા કરી હતી પણ હવે કુંવરજી આપણે ઘેર પધાર્યા છે તો આપણા કુળની રીત પ્રમાણે જમાઇ સાસરે આવે ત્યારે તેની સ્ત્રી પોતાને હાથે તેને જમાડે એટલા માટે હું કુંવરીને રસોઇ કરવાનું કહેવા જાઉં છું ' એમ કહીને એ ધુત્તણા દાસી ગઇ, ને કેટલીકવારે પાછી આવી બોલી, " દાદા, માનસિંહજીને મોકલો, ભોજન તૈયાર છે. " માનસીંહ શરમાવા લાગ્યો ત્યારે રાજાએ કહ્યું " વાહ ! શરમાઓ છો શું ! એ તો અમારો કુળાચાર છે કે જમાઇ આવે ત્યારે કરશો સ્ત્રીના હાથે ભોજન કરે, માટે કંઇ પણ બોલ્યા વગર શંકા પહેલા નહીં " એ સાભળી માનસિંહને કંઇ પણ બોલ્યા વગર ઉઠવું પડયું. અને આગળ દાસી તથા પાછળ પોતે એમ ચાલતો થયો.

પ્યારા વાંચનાર, જોયું ! આપણા બુદ્ધિમાન રાજકુંવરને આ હરામખોર અને વિશ્વાસઘાતક ઠગારાઓએ કેવો ફાંસામાં નાંખ્યો છે! અને હજુ તો તેનો જીવ સુદ્ધાં લેવાની તેમની ઇચ્છા છે. અરે! આતો ઠગવિદ્યાના આગળ સદવિદ્યા પણ એક વખતે છેતરાઇ ગઇ! પણ ફિકર નહિ જેને પરમેશ્વર સહાય છે તેને દુષ્ટો શું કરી શકવાના છે! આપણો માનસિંહ તો ગમે તે રીતે તેમાંથી ફતેહ મેળવશે પણ આશ્ચર્ય એ થાય છે કે ઠગ લોકોએ પણ કેટલું બધું તર્કટ રચ્યું છે! કહ્યું છે કે—

## સોરઠો.

ઠગ બગ ને વળિ કાગ, શાંત જણાએ તે બહુ;
અંતરમાં અતિ ઘાત, સામાની નિશ્ચે કરે.

દાસી આગળ ને પછવાડે પોતે એમ ચાલતાં લાલણ કુંવરીના મેહેલ આગળ પહોંચ્યાં એટલે દાસીએ માનસીંહને કહ્યું, "મહારાજ! તમે આજ પધાર્યા તેની હું આગળથી જઇને વધામણી ખાઉં, તમે પછવાડે ધીમે ધીમે આ દાદર પર થઇ ઉપર પધારજો. " આટલું કહી દાસી ચડપ દેતી દાદરા ચઢી ગઇ ને બીજે માળે કુંવરી પાસે જઇને કહ્યું " કે સાંભળ એતો તારો માથે પણ ચાર છોગાં મુકે એવો છે. " કુંવરીએ કહ્યું તું જરાએ બીહીશ નહિ, મારે મ્હોલેથી કોઇ પણ પાછું જીવતું ગયું નથી તો એના શા ભાર છે " હવે માનસિંહ પહેલો દાદર ચઢી બીજે ચઢવા જાય છે તો સન્મુખ કોઇ રૂપવંતી અને જરાપણ ખામી ન દેખાય એવી બનાવટની પુતળી હાથમાં સોનાની ઝારી લઇ ઉભી છે. માનસિંહ એને જોઇ વિચાર કરવા લાગ્યો કે હવે એના હાથમાંથી ઝારી લેવી નહીં, આતો કોઇ દાસી હશે એટલામાં બે ડગલાં આગળ ગયો અને જેવો તેણીએ મ્હોં સામું

ધારીને જુએ છે તો તે સ્તબ્ધ જેવી ઉભી છે, નેત્રનો ચમકો કે પળકારો કંઇએ નથી ને ફીકાફક લાગે છે, તેથી તરત મનમાં ચેત્યો કે અરે! આ કાષ્ટની પુતળી છે.

દોહરો.

નયણેથી નયણા મળ્યા, પણ મટકો નવ હોય,
ચતુર કુંવર ચેતી ગયો, કાષ્ટ પુતળીયાં હોય.

માનસિંહે એ પ્રમાણે ચેતીને બીજે માળે ચઢવા માંડયું, રાજકુંવરીએ ઉપરથી ઉભાં જોઇ જાણ્યું કે રાજકુંવર ચતુર તો ખરો, કેમકે બીજાઓની માફક ઉભાં ઝારી લેવા, કે કૃત્રિમ કન્યાને બોલાવા ગયો નહીં, એમ કરતાં રાજા માનસિંહ ઉપર આવ્યો તો લાલણ કુંવરી એક ઓરડામાં ચક નાંખી અંદર ઉભી હતી. તે બોલી—

દોહરો.

આજ રંગ આનંદ અતિ, આજ સુગંગા સ્નેહ,
સખી અમારી ગોઠમાં, રૂપે વુઠયા મેહ.
અતિ વિરહે હું આકળી, મનમાં અતિ સંતાપ;
સ્વામી આજ પધારિયા, સખી સુખાસન આપ.

એવાં એવાં (ઉપર ચોટીયાં) પ્રેમનાં વચન કહ્યાં ને પછી પુછ્યું સ્વામીરાજ! આવડા નિર્દય કેમ થયા? અમારો શો અપરાધ થયો, કે અમને વીસારી મુકયાં? અમારા પિતાજીએ તમારા વડીલની કોઇ પણ ન કરી શકે એવી ચાકરી પાંચ પાંચ વરસ સુધી કીધી ને ખજાનો ખુટવાથી બાર બાર ગામ ધરાણે મુકવા પડયા, એ સર્વનું ફળ એજ મળ્યું કે અમારે તમારા વિયોગથી પ્રતિદિન ઝુરી મરવું પડ્યું!

દોહા—એક ઘડી બીતે નહીં, એક દીવસ જુગ સોય;
લલના ચાહે મીલનકું, મિલરો કંઇસે હોય.

સજન તું મારે દેશમેં કાગજ નહિ કે દામ,
લિખને વાલો ના મિલ્યો, ભુલે હમારો નામ.
કાગદ કાહલ કાજ, નહી ગામકી રીત;
ફી લીખનો જાનો નહીં, ભવિ પુસની પ્રીત.

હે સ્વામિન, જ્યારથી અમો સમજણાં થયાં ત્યારથી તમા-રાજ નામનું સ્મરણ કરીએ છીએ. પ્રતિ દીવસે વિયોગને લીધે વીર હાગ્રી વધતોજ જાય છે જેથી અમોએ સર્વ આભુષણુનો ત્યાગ કીધો છે. સારાં ખાનપાનાદીક પણ તજ્યાં છે, પલંગપર શયન કરવું મુકી દઇ ભોયપર પથારી કરીએ છીએ. એ સર્વ દુઃખ સહન કરતાં છેવટે આજે પરમેશ્વરે અમારો તમારો મેળાપ કીધો છે, એટલું કહેતાં જ દાસીનો હુકમ કીધો કે,

દોહા.

કલ કરવાનો સો આજ, આજ કરે સો અબ;
ઉમંગ અતી ઉર ચડયો, નાથ પધારે જબ,

"વેહેલી થા મારા સ્વામીનાથના આ સોનાની ઝારીવડે હાથ ધોવરાવ ને પેલા હીરાજડીત થાળમાં મેં હરખથી બનાવેલાં પકવાન પીરસી જમાડ" તેવી જ દાસી ઝેરના પાણીથી ભરેલી ઝારી લઇ ઝડપથી ઉભી થઇ, ને હાથ ધોવા માનસિંહના ખોબામાં પાણી આપ્યું. માનસિંહ હાથમાં પાણી લઇ જેયું તો તે જરાક લીલાશપર તેમજ મલીન લાગ્યું તેથી તેણે મ્હોં ધોવાને બદલે હાથમાથી જ પાણી ફેંકી દઇ હાથ રુમાલ વતી લોહી નાંખ્યો, પોતાના મન સાથે માનસિંહ ચેતી ગયો કે આ સર્વેમાં દગો ફટકો છે એમાં કંઇ શક નહીં, કારણ કે મારો વીવાહ શો ને બાયડી કેવી? આતો મારા ઘાટ ઘડ-વાના સઘળા પ્રપંચ છે; એટલામાં દાસીએ સોના રૂપાના બાજઠઢાળી

રાજા માટે ભાતભાતના ભોજનના થાળ પીરસી લાવી ગોઠવી દીધા. બાજઠ ઉપર મનસિંહ મુંગો બેસી રહ્યો: દાસા બોલી, "મહારાજ શરમંદા થઇ બેસી કેમ રહ્યા છો? પણ રાજકુંવર તો બીલકુલ જવાબજ આપતો નથી: ને સાવધ થઇ બેસી રહ્યો છે થોડી વારે દાસીએ ફરી બોલાવવા માંડયું એટલે તો નીચું જોઇ નખવતે જમીન ખોતરવા લાગ્યો. કુંવરી પોતેજ પડદામાંથી બોલી.

સ્વામી અલુણા કાં થયા, નખે ખોતરો ભીંત;
અમથી ભલેરી ગોરીયાં, કોઇ ચઢી તમારે ચીત?

માનસિંહ ઘણો ચતુર છે તેથી તે એક યુક્તિ કરીને બોલ્યો, અમારી ગાદીની પરપરાની એવી રીત છે કે, સ્રી પહેલા ભાણુ માંથી થોડુંક પ્રાશન કરી પછી સ્વામીને ખવડાવે; માટે પહેલા તું ખા, ને પછી હું ખાઇશ; એટલે લાલણ પડદામાંથી બોલી. "અરે સ્વામીનાથ. એ તમે શું બોલો છો? વળી સ્રીનું એઠું તે કંઇ પુરૂષથી ખવાય? સ્ત્રી તો પુરૂષના પગની રજ કહેવાય,માટે તે તો ધણીનું એઠું ખાય પણ હું જાણું છું કે તમે મારી પરિક્ષા કરવાને બોલ્યા કે જાઉં સ્ત્રી કેટલામાં છે? માટે મહારાજ, પ્રથમ આપ જમો ને તમારૂં જમતાં વધેલું અમે જમીશું" પણ એ કશુંએ ન ગણકારતાં માનસહ તો હઠ લઇને બેઠો કે મારાથી પહેલું કદી જમાયજ નહિ એટલે ફરી પાછી રાજકુંવરી બોલી કે સ્વામીનાથ, હું સેવા કરવા આપની પાસે ઉભી નથી, આપને કંઇ ઓછું લાગ્યું હશે. પણ મહારાજ; અમે હજી કુંવારા છીએ, ચાર મગળ ફેરા ફર્યા નથી, હસ્ત મેળાપ પણ કીધો નથી. તેથી શાસ્ત્રના તથા લોકની મર્યાદા લોપીને તમારી પાસે અવાય નહિં, માટેજ ઓઝલમાં ઉભાં છીએ, પણ અમારા મનમાં ક્યારની એજ લાગણી ઉભારાઇ રહી છે કે ક્યારે પ્રાતઃકાળ થાય અને

આપણે માહેરામાં બેસીએ, માટે હાલ મારા ઉપર કૃપા કરી મારી દાસી જમાડે છે તે મનમાં કંઇ ઓછું ન લાવતા જમો એ ઉપરાંત દાસીએ પણ ઘણું કહ્યું, છતાં માનસિંહ એકનો બે થનો નથી. એટલે તેમણે પોતાના શણગાર સમારી જરીદાર કસબી સાળું પહેરી કાજળ ટીકી ચોઢી તઇયાર થઇને જેમ આભલાની ઘટામાંથા વીજળી ચમકે તેમ ધમધમાટ કરતી પડદામાંથી બહાર નીકળી આવી અને માનસિંહની આગળ ઉભી રહીને બોલી "લ્યો કંથ તમે હઠ લઇ બેઠા છો તો હું મારી મરજાદા મેલી આ તમારી હજુરમાં આવી ઉભી, હવે મારા હાથથી તમને જમાડુ છું" એમ કહી એક હાથ માનસિંહના ડોકમા નાખ્યો ને બીજે હાથે ભાણામાથી કોળીઓ ભરી માનસિંહના મ્હોં આગળ ધરી ઘણાય હાવભાવ કરવા લાગી પણ આપણો રાજકુંવર જરાયે તેનાથી પગળ્યો નહી તેણીએ અનેક તરેહના સુભાષિત અને વિરહને ઉત્પન્ન કરનારા વચનો કહ્યા, ઘણાક સોગન દીધા પણ તે સઘળું ફોકટ. પછી ચડપદેતી કુદકો મારી સામેની ભીંતે કટાર વળગાડેલી હશે તે લઈ મ્યાનમાંથા કાઢીને બોલી કે પ્રાણનાથ! તમે જમતા નથી માટે આ કટાર મારા પેટમા મારીને મરી જઇશ. રાજા એકને બે થતો નથી. પેલી ધણીએ બીક આપે છે કે હું મરીશ તો તમને હત્યા બેસશે ને વળી લોકમાં તમારી પુરી ફજેતી થશે તોપણુ માનસિંહ બોલ્યો કે તુ મરીશ તો તારા જીવથી જઇશ મારે કંઇ સંતાપ નથી પણ મારાથી મારા કુળની મર્યાદા કોઇ રીતે લોપી શકાય નહી, હવે કટારી હેઠી મુકાતી નથી તેમ પોતાના પેટમાં પણ મારી શકાતી નથી.

હસું તો દંત પરખે, રોઉં તો કાજળ જાય,
મનકી સબ મનમેં રહી, ધન લકડીકુ ખાય.

તેથી ચતુર દાસી ચેતી ગઇ, તેણે ધાઇને કટાર ઝાલી લીધી ને બોલી "બા। બા! એટલામાં આમ શું થાઓ છો. હોય રાજા છે. એમના મનમાં કંઇ શક આવ્યો હોય તો લ્યો આ રસોઇ હું ઉચકી નાંખુ છું તમે બીજી કરીને તેમને જમાડજો બે ઘડી વાતચીત કરોને જમવાના હશે તો તેમ કરીશું હાલ તો બેસીને પ્રેમરંગની વાતો કરો એટલું બોલી દાસી ભોજનનો થાળ ઉઠાવી ગઈ. માનસિંહ પણ બાજઠ ઉપરથી ઉઠયા, ને પાસે હીંચોળાખાટ હતી તે પર બીરાજવાને રાજકુંવરીએ વીનંતી કરી. હવે હીચોળો પણ એવો કપટથી રચેલો હતો કે તેની ચારે બાજુએ ઇસો ઉપળાં ફકત કાચા સુતરના તાતણાઓથી બનાવેલાં હતાં ને તે પર ફુલની ચાદર બીછાવી હતી વળી તેની આસપાસ ફરતી ફુલની ઝાલર નાંખી હતી હીંચોળાની નીચે ભોંયતળીયા સુધી તદન પોલાણુ રાખેલું હતું અને ભોંયતળીએ જબરો ઉંડો ખાડો હતો તેમાં ઉભા ભાલા ચોઢેલા હતા તેથી જે કોઇ હીંચોળા ઉપરથી તુટી પડે તે ખાડા માંહેના ભાલાઓથી વિંધાઇ જાય પણ આપણો માનસિંહ તો હવે ચેતી ગયો હતો અને તેના મનમાં પેલી પુતળીને જોઇ ત્યારથીજ શક ભરાઇ ગયો હતો તેથી તે કંઇ પણ કામ હવે ખુબ તપાસ્યાં વગર કરતો નથી, પોતે હીંચોળા પાસે ગયો તેવો જ પોતાની રાજરીત પ્રમાણે તેણે તેનો એક પગ હીંચોળાની ઇસપર ટેકવી કમર પરની તરવાર તે પર મુકી પગનો તથા તરવારનો ભાર એકદમ હીંચોળા પર પડવાથી દોરા ફટોફટ તુટીને ફુલો ખરી જવા માંડયાં આથીજ તે ચેતી ગયો કે રે, બા તો કપટ, પછી લાગલો જં ત્યાથી પાછો કુંવરી તથા દાસી બંનેને ચોટલાવતી એક હાથે પકડયા અને બીજે હાથે ધુત્તણુના હાથમાંની કટાર ખુંચી લઇ મારવા માટે ઉગામીને કહ્યું કેઃ—

## અંગ્રેજી રાહ

ઓ ચંડાલ છે ફીટકાર, સંભાળ આ તરવાર;
ઇચ્છા ઉર રાખી પુર, મુજ તનને કરવા ચુર.
ચેત એ કુપાત્ર નાર, ધીક તું હજાર વાર;
સ્ત્રી ગણી ન મારૂં ઠાર, શું દગાથી લાભકાર.

લાલણ—સાખી જોગી તાલ ધુમાલી

રાખી નાખી તે મેં સજ્યા લજ્યા છોડી સારી,
ઝવેરી વેરી ભારી સરપો, કુટિલ વને તે વિચારી.
માફ કરી સઉ તે આપ પીયુ બિરાજોને,

સ્વામીનાથ અમો અબળાનો અપરાધ ક્ષમા કરો ને અમારા આત્માને જીવતદાન આપો. અમો ફરીને બીજી રસોઇ કરી આપને જમાડશું જો કંઇપણ છળ કરીએ તો અમને બુરા સોગન છે. આમ સોગન ખાવાથી માનસિંહે દુષ્ટાઓને જીવતી મેલી.

પછી માનસિંહને બેસવાને ઢોલીઓ ઢાળી આપ્યો તે ઉપર જઇ જઇ પોતે બેઠો લાલણકુંવરી નાહી ધોઇ રસોઇ કરવા મંડી. રસોઇ કરતા દશ દશ પળે રસોડાના બારણા આગળ આવી માનસિંહ તરફ ડોકયું કરી ચાલી જાય છે એમ બે ચાર વખતે ગઇ ને આવીત્યારે બોલી સ્વામીનાથ તમારી છબી મારા દિલમાં એવી ખટકી રહી છે ને કાળજામાં એવી કોતરાઇ રહી છે કે જરાવાર પણ નજરથી દુર થતી જ નથી, રસોઇ કરતાં પણ રખે ભુલી જવાય તેથી વારંવાર આવીને તમારૂં મોં આ સ્ત્રી ચરિત્રથી માનસિંહ થોડો જ લેવાયો તો પણ એ થાકેલો ને છ સાત દિવસના ઉજાગરા થયેલા છે તેથી ઘડીક થઇ કે તે ઢોલીયા પર પડયો પડયો નિદ્રાવશ થઇ ગયો. એને નિદ્રાવશ થયેલો જોયો કે તુરત દાસીએ દોડી જઇ કુંવરીને ચેતવણી આપી કેઃ—

**અથ દાંત્રરે મદદ—એ રાહ**

ઓ ધુત્તાણુા સમજ સજાઇ ઝટ સજ,
આ ખાજ ફિધમાં પડયો બને હવે કબજ.
ન વાર તું લગાડ ના સમો પછી મલે,
ધરી કટારી માર તું આવાર શોચ તજ.

એ સાંભળી લાલન રસોઇ કરવી પડતી મુકી તુરત ઉઠી અને બને જણાંઓએ ઢોલીઆ કને દોડતાં આવી માનસિંહને સુતોને સુતો ઢોલીયા સાથે જકડીને બાંધી કાઢ્યો પછી કટારી લઇને તેની છાતીપર ચડી બેઠી ને હાથ ઉગામીને તે પ્રત્યે બોલી--

બેત--સજાગરૂ બનો હવે નીંદને તજી.
કયાં ગઇ ચતુરતાની, સર્વ કાળજી.
નજીક પાત જાણી આપ ઇષ્ટ લ્યો ભજી,
આ ખ્પડગને આધિન થાઓ ધીરતા તજી.

આ પ્રાણઘાતક બનાવ જોઇ માનસિંહ તુરત જાગ્યો. તેણે પોતાનો શક ખરો પડેલો જોયો. પણ જરાએ હીમત હાર્યો નહીં. તે તો મરણને ચાહતો હતો, કેમકે તે પોતાના નહાના ભાઇને મરણ શોકથી આ દુનીયા સાથે તદ્દન બેદરકાર થએલો હતો, પણ ગુણી પુરૂષોનું ડહાપણ કયાંહી છાનું રહેતું નથી. ને અંતને સમયે પણ ચતુરાઇ વાપરી એકદમ ખડખડાટ હસી પડ્યો ને બોલ્યો, "સાબાશ છે તને લાલણ, માર જલદી માર, તારી કટાર મારી છાતીમાં જલદી ખોસી દે !, જરા પણ વિલંબ કરતી નહીં, એક તારા જેવી સ્ત્રી, અરે ખરેખર તારામાં કંઇ તફાવત—અરે માર, માર, જલદી માર. ને મને તેણીની પાસે."

લાલણ, આ તેના હસવાસ લીધે,તેમજ આવી તેની હિમ્મત,

વળી પોતાના જેવીંજ સ્રીનું સ્મરણ, એ સો વાતના વિચારમાં પડી તે બોલી " અરે રાજા, તે મારા જેવી સ્રી તે કોણ ? અને તે ક્યાંની તે મને કહો. "

માનસિંહ બોલ્યો, " ના, તે વાત પછી પહેલાં તો તું તારી કટાર મારી છાતીમાં માર ને જલદીથી આ માને પરલોકમાં મોકલ પછી વાત કર, વાર લગાડીશ નહિ."

એ સાંભળી લાલણ વધારે આશ્ચર્ય પામી આતુરતાથી બોલી, " ના પ્રથમ વાત કર, ને પછી હું તારો જીવ લઇશ " માનસિંહ મનમાં ખુશી થયો. તેણે વાત ચાલુ કરવામાં પોતાનો છુટકો જોયો પોતે પુરો ચતુર ને જુવાન બહાદુર હોવાથી એકવાર તે અબળા પાસેથી કાયરતાથી મરણ પામવા કરતાં કાંઇક ચાતુર્ય ચલાવી બચી જવાની આશા રાખીને આ પ્રમાણે કાંઇક ચાલુ કરી:—

## હીરણ અપસરાની વાત.

" દિલ્હીમાં પાદશાહ વારીમાં શામ પટવો કરીને એક મોટો શાહુકાર હતો. તેને હેટ માત્ર એકજ દીકરી હતી જેનું નમ હીરણ હતું, તે બાઇ મહાસતી હતી, તેણી પુર્વ જન્મની ઇંદ્રના ઘરની અપ-સરા હતી એટલે તેના રૂપમાં તો ખામી શાનીજ હોય. તે રોજ ઇંદ્રની સભામાં જતી અને ત્યાંથી રોજ પાછી આવી બાપને ઘેર રહેતી હતી, વણીના સ્વરૂપનું તો વર્ણન કેમજ થઇ શકે કેમકે તેમાંથી એવો સુવાસ નીકળતો હતો કે પહેરેલાં ચીર કદી દીવસે ધોઇ શકતાં નહોતાં

આ જગોએ માનસિંહ તાલ લાગાવીને કહ્યું: લાલણ જરૂર તું મને કટારી માર તું છાતી પર સવાર થઇ છે તેના ભારથી મારાથી બોલી શકાતું નથી, માટે જોઇએ તો માર. કિંવા જોઈએ તો છાતી

પરથી ઉતરી સામે બેશ, કે જેથી હું વાત કહી શકું." જાતે સ્ત્રી છે તેથી ઝટ છાતીએથી ઉતરીને સામે માંચી ઉપર જઇ બેઠી.

કાગા વહાલું કુંભ જળ, નારી વહાલી વાત;
બ્રાહ્મણને ભોજન ભલું, ખરને વહાલી લાત.

ફરી માનસિંહે વાત લંબાવી—" હવે ઉનાળાના દિવસ છે; તેમાં વળી પુનમનો દીવસ છે, રાત અર્ધાએક વીતી ગઇ છે ચંદ્રમા માથે આવી ખુબ ઉજ્વળતાથી પ્રકાશી રહ્યો છે આખું જગત જે સમયે શાંત થયેલું છે, તે વખતે દીલ્હીના પાદશાહનો શાહજાદો ગરમીને લીધે ઠંડી રાતની હવા લેવાને ઘોડેસ્વાર થઇ નીકળી પડેલો છે, છે. ફરતાં ફરતાં કિલ્લાના દરવાજા આગળ જઇ પહોંચ્યો; તો ત્યાંના દરવાનો ઉંઘી ગયેલા હોવાથી તેમને જગાડી પોળ ઉઘડાવી અને પોતે બહાર નીકળ્યો. ચાલતાં બાગોળના એક સુંદર સરોવર ઉપર ગયો, અને તેના કીનારા પરનાં પુષ્પિત વૃક્ષોમાં બેસી સરોવર પર થઇ આવતા ઠંડા, અને પુષ્પોમાં થઇ આવતા સુગંધીદાર પવનની લેહેરો લેવાનો વિચાર કીધો. સરોવરનો ઘાટ ચારે તરફથી બંધાવેલ હતો તેનાપર ઘોડો લઇ શાહજાદો ઉભો છે ને જુએ છે તો આકાશમાં ચંદ્ર તો એકજ છે પણ સામે કીનારે જાણે હજારો ચંદ્રે પ્રકાશ કીધો હોય તેમ દેખાયું. આથી વિસ્મય થઇને પોતે સામે કીનારે ગયો ને જુએ છે તો ત્યાં જેસળ નામનો ધોબી કપડાં ધોતો હતો. શાહજાદાને પુછ્યું, ' અલ્યા આટલી રાત્રે શું કરે છે?" ત્યારે જવાબ દીધો કે " જહાંપનાહ, હુરમના ચીર ધોવા આવ્યો છું" ત્યારે ફરી પુછ્યું કેઃ આ કીનારે આટલું બધું અજવાળું કેમ પડે છે? ત્યારે તેણે કહ્યું કે, " ખુદાવંત હું એ ચીર સુકવું છું. ત્યારે તેમાંના ખુદાનું તેજ ને ચંદ્રમાનું તેજ એકાકર થઇ જાય છે માટેજ

આટલું અજવાળું પડે છે, શાહજાદાએ આશ્ચર્ય પામીને પુછ્યું કે, "અરે! એવા ચીર શું કોઈ મનુષ્ય પહેરે છે? એ કોનાં ચીર છે?" ત્યારે ધોબી બોલ્યો કે, "સાહેબ મેહેલની રાણીઓનાં." શાહજાદો ઘણો ચતુર હતો તેથી તેણે જોયું કે આવી બાત કે ખુદ્દા કોઇ બેગમના ચીરને હોય નહીં પણ એ તો કોઇ હિંદવાણી પહેરવેશના ઘાટના છે. તેથી વળી ધોબીને કહ્યું:–"અલ્યા જેસગ તું ખરેખરૂં હોય તે કહી દે. હું તને કોઇ વાતની ઇજા થવા દઇશ નહીં" એ સાંભળી ધોબી બોલી ઉઠયો, "ખુદાવંત આપ તો આખા રાજ્યના તેમજ મારા આ શરીરના પણ માલેક છો. માટે આપના આગળ હું હવે ખરૂંજ કહું છું. સાહેબ, એ ચીર તો સ્વર્ગના રાજા ઇંદ્રના ઘરનાં છે, ને તે આપના શહેરના શામપટવાની દીકરી હીરણને પહેરવાનાં છે. તે બાઇ મહા સ્વરૂપવાન સતી પદ્મની છે. તેનો પરસેવો ઘણો સુગંધીદાર છે તેથી તે પર ભમરા દોડી આવે છે, તે એણે પહેર્યાથી સુગંધીદાર થયેલાં ચીર દીવસમાં ધોઇ શકતા નથી, પણ રાત્રેજ ધોઉં છું, હીરણ જાતે દેવાંગના છે, પણ ઇંદ્રની હજુર જાય છે, હાલ પણ રોજ રાત્રે એને તેડવાને આકાશથી વિમાન આવે છે."

માનસિંહ આ વખતે જરાક ગુંચવાયો ને બોલ્યો, "લાલણ તેં બહુ ખોટું કીધું કે મને ઠાર ન કીધો, અરે હવે તો તું મને જલદીથી માર, મારૂં ચિત્ત સ્થિર નથી, મારાથી આવી જંજાળી હાલતમાં વાર્તા કહેવાતી નથી. માટે જોઇએ તો માર, નહિં તો છાતી પરનો આંટો ઢીલો કર. જરાક શ્વાસ લેવાય." લાલણ વાતની લહેરમાં લીન થઇ હતી, તે તુરત ઉઠીને બંધ ઢીલા કરી પાછી સામે જઇ બેઠી, આથી માનસિંહે મનમાં ખુશી થઇને વાર્તા આગળ ચલાવી:—

"ઘાટ ઉપર ચીર સુકાવા નાંખ્યા હતા તેમાંથી શાહજાદાએ એક ચીર ઉઠાવી લીધું ને તે પર આશક બની જઇ તેને ઉકેલતો ને સંકેલતો પોતાને મહેલે આવ્યો. આ ચીર લઇને તે મહેલમાં પેઠો એટલે તેના આગળ મહેલની સમૃદ્ધિ સઘળી ઝાંખીઝખ લાગી. તેને મહેલમાંની કોઇ પણ ચીજ ગમવા ન માંડી ને મનમાં વીચાર કીધો કે અરે ! જેના પહેરવાના ચીર આવાં તેજસ્વી અને મોહક છે તો તેની પહેરનારી કેવી અલબેલડી હોવી જોઇએ, ખરેખર મહા રૂપની ખાણજ હશે, માટે એની સાથેજ લગ્ન થાય ત્યરે મારો મનખો સફળ કહેવાય. નહિ તો જીવવું તે મિથ્યા છે. આ પ્રમાણે તેને વગર જોયે શાહજાદો તો આશક બની ગયો, ખાવું પીવું છોડી દીધું, ઉંઘ તજી દીધી ને માત્ર હીરણનીજ લગની લાગી રહી. પેલું ચીર પોતાના બાપને દેખાડીને કહેવા લાગ્યો. "આ ચીર પહેરનારી સાથે મને પરણાવશો તોજ હું જીવીશ, નહિ તો મારો અંત પાસે આવ્યો સમજજો. આ હાલતમાં ત્રણ દીવસ નીકળી ગયો તોપણ તેણે અન્નનો કોળીયો કે પાણીનો ઘુંટડો પીધો નહી. લઘણો વડે સુકાઈ ગયો ને આ શાહજાદો છે એમ ઓળખાવો પણ મુશ્કેલ બની ગયો, આ વાત તેના બાપ દીલીપત બાદશાહને માલમ પડતાં બોલ્યો કે, હું આ કામમાં હાથ ઘાલીશ નહિ, એ બેશરમ શાહજાદો શામ પટવાની દીકરી જેનુ આ ચીર છે તેની સાથે પરણવા માગે છે પટવો મારા રાજ્યમાં મોટો શાહુકાર છે, તે જાતે હિંદુ છે માટે તેના ધર્મથી ઉલટી વાત તેની સાથે કરીને તેનું મન હું દુઃખાવવાનો નથી. શાહજાદાને જોઇએ તો બીજી કોઇ રૂપાળી પોતાને અનુકુલ પડતી રાજકુમારિકા વિષે માગણી કરે. આ પ્રમાણેના બાદશાહના બોલવાની શાહજાદાને કંઇ અસર થઇ નહિ, તેના તો રોમરોમને વિષે હિરણના વિરહરૂપ વ્યાધી થઈ ગયો છે.

બાદશાહની સખત મનાઈથી તો શાહજાદો ઉલટો વધુ આશક થતો ગયો. તે મહેલની અગાસીમાંના કોચપર પડયો પડયો આકાશમાંના તારા ગણતા સમુહ સાથે હીરણના સુરના બુટાઓને સરખાવવા લાગ્યો કે એ બુટાઓ તારા છે અને જો હીરણ પાસે હોય તો તે ચંદ્રમા છે. શાહજાદો પોતે મોટો લડવઇયો યોદ્ધો હતો. ઘણી વખતે મોટી મોટી લડાઇઓમાં તેણે જીત મેળવી હતી ને ઘણા કીલ્લાઓ જપ્ત કરતાં તેણે મહેલમાં ઘણી રાજકન્યાઓ ને રાણીઓને જોઇ હતી પણ તે રુધળાં કરતાં હીરણને વગર જોયે તેના ઉપર આશક થઇ આંધળો બની ગયો હતો.

શાહજાદાની આ હાલતપર દિવાન બીરબલને બહુ લાગી આવ્યું તે શાહજાદાને એકાંતમાં મળ્યો ને સારી પેઠે ધીરજ આપીને કહ્યું, 'જહાંપનાહ! હું જાતે પદવાને સમજાવીને આપને હીરણ મેળવી આપવાની કોશીષ કરૂં છું એટલું સાંભળતાંજ શાહજાદો હરખથી એકદમ ઉભો થયો ને દિવાન બીરબલની કોટે વળગી પડી બોલ્યો "દિવાનજી! તરવારનું કામ હોય તો આખી ફોજમાં હું ભંગાણ પાડુ એવો સમર્થ છું પણ પ્રેમના ફાંસામાં ફસવાથી લાચારછું. વળી તેમાં ધરમનું બહાનું આવેથી બીજી લાચારી છે માટે તમે જો કોઇ પણ ઇલાજથી હીરણ મેળવી તે સાથે મને પરણાવી આપો તો મારૂં જીવતર તે તમારૂંજ જાણીશ."

માનસીંહ વળી અકળાયો, કે 'ધુતણા' જોઇએ તો જાન લે. મને તેની કશી પરવા નથી. નહિ તો બંધ ઢીલા કર ને કમ્મર વર ફની ગાંઠ છોડ. ધુતણા હીરણની વાતમાં લીન થયેલી તેથી તેણે કાંઇ પણ વિચાર કર્યાં વિના બંધ ઢીલા કર્યા ને અસલ જગોપર જઈ બેઠી, માનસિંહ વાત કરે છે:—

હીરણનો મેહેલ એક આકાશનું મંદીર હોય એવો હતો, તેનો ઘાટ હિંદુ દેવાલયોને મળતો હતો. તેની બાગબગીચાની રચના દેવતાઓને અર્પણ થતાં પુષ્પ તરૂવરોથી ભરપુર હતી. તેના આગલે દરવાજે ગાયની પાષાણ મુર્તી હતી, તેના મહેલમાં જવાને કોઇ જાતનો અટકાવ નહોતો પણ માનવી તો મહેલમાં પ્રવેશ થવાને અશક્ત હતો, સબબ સતિનું સત તેના મહેલની અણદીઠ ચોકી રાખતું અને તરૂવરો ઉપરથી કોયલોનું ગાનગાન માનવીને ભુલાવી બાગમાંજ રખડાવી મારતું

આ વખતે હીરણ વાળે વાળે મોતી પરોવી મોતીની ગુંથેલી સાલુડી પહેરીને મોતીના મોટા દાણાઓ સાથે રમતી, શય્યા ઉપર પડી હતી. મુકતાફલની ઝાલર તે સેજાની આસપાસ ઓરવી હતી, અને ચાર પાયે ચાર ગુચ્છાદાર પચરંગી ફુલોના તકીયા પડેલા હતા આ ફુલો આ હીરણાં ને આ મોતીઓના દાણા ને મોતીના શણગાર એથી તે દિવાનખાનું શોભીતું દેખાતું હતું. સંગેમરમરના રંગબેરંગી પાષાણોથી ચણાયલું ને કાચના તખતાઓ આસપાસની દિવાલે જડેલા તેમાં એક હીરણા નહિ પણ સેંકડો હીરણાથી તે દિવાનખાનુ શોભાયમાન થયું હતું, આ સ્થાનકે બિરબલ દાખલ થયો પણ જ્યાં જુવે ત્યાં હીરણા હીરણા ને હીરણાજ તેની નજરે પડી જેમ માન ખાતર નમે તેમ તેમ તે ભોળવાય, ચતુરોમાં ખપેલો એવો જે બિરબલ તે આજે ઝાંખોઝપટ પડી ગભરાઇ અકળાઇ ગયો. તેટલામાં હીરણા ઝબકી ઉઠી. જાણે આ સમે એકાએક વાદળ કંપી ચંદ્ર પ્રકાશો નહોય તેમ નેણ ફેરવી બિરબલને ત્યાંજ બેસવા ઇસારા કર્યો. બિરબલે સતીને જવાર કર્યો ને સતિએ તેને આવ્યાનું કારણ પુછ્યું, આ વેળા તેની મુખ વાણીથી મીઠાશ લજીત થઇ હોયની તેવી ધ્વનિ હવામાં

ઉડી રહી તેથી દિવાનની બુદ્ધિ મંદ પડી ગઇ પણ શાહજાદાને આપેલા કોલે તેની બુધ્ધિને પાછી સ્થાઇ કરેથી તે સાવધ થઈને વિનવવા લાગ્યો.

માનસિંહે આ જગોએ વાત બંધ કરી ને ધુતણાને કહ્યું મારૂ શરીર બહુ જકડાઇ ગયું છે. તે બધું ઢીલ કરે તો મને શાંતિ વળે ને વાત થાય, નીકર રહેવા દે, ધુતણા ભુલીને સગવડ કરી આપે છે ને વાત ચાલે છે.

દિવાન બોલ્યો, બા! હું તારા બાપનો જુનો મિત્ર છું ને તેની રજાથી તને અરજ કરવા આવ્યો છું. જો કબુલ કરીશ તો સર્વને ઉગારીશ નહી તો સેંકડો લોથ પડશે. હીરણે બિરબલને નિવેદન કરવાને ફરમાવ્યુ પણ દીવને વચન લીધા વગર વાત કરવામાં સાર ન જોયો, છેલે હીરણનું વચન લઇને દિવાને શાહજાદાનો હેવાલ જાહેર કર્યો. હીરણ થોડા વખત ચુપ રહી. છેલે હીરણે પરણવાનું તો નાકર્યું પણ સાત દીવસ સાત ચોપાટની બાજી શાહજાદા પાસે જઇને રમવા કબુલ કર્યું દીવાને વિચાર્યું કે હાલ તરત એટલુંએ ઠીક છે. વળી એમાંથી પ્રેમ પોતાની બાજી આગળ ચલાવશે, આ લાંબી બુધ્ધિએ હીરણે જેમ કહ્યું તેમ કબુલ કરી બીરબલ ત્યાંથી ઉઠ્યો પણ તેની છબી તેના ડોળામાં જ છપાઇ રહી.

"બીરબલે આવીને શાહજાદાને ઉપલી વિગત કહી. તેણે જાહેર કર્યું કે હીરણને પરણુવાની આશા તો તારે બીજા ભવમાંજ રાખવી પણ હાલ હું તેનો ને તારો મેળાપ કરાવી શકીશ. તેથીજ સંતોષ માન, તે તારા મ્હેલે સાત રાત્રિ આવને તારી સાથે ચોસરની બાજી રમવા ને કબુલ થઇ છે. તેથી તારામાં કળા હોય તો તું તેને તાંરી કરી શકીશ. પણ જો કાંઇ બળાત્કાર કર્યો તો એ સતી છે તે તને બાળીને ભસ્મ કરી નાંખશે માટે સાંભળીને ચાલજે.

" હીરણ ઠાઠમાઠ કરી દિવાનને કબુલાત આપ્યા મુજબ પોતાના મેહેલથી સાંજનું ઝગઝળું થતાં હાથમા રત્નજડીત ફાનસ લઈ નીકળી, તે ચોટા વચ્ચે થઇને ગઇ. પગમાં ઝાંઝરનો ઝમકાર થાય છે અને ચાંદની આકાશ ઉપર નાચ્યા પછી ઢંકાઇ જાય છે તેમ તેનાં પગલે પગલે રમઝમ કરતી વિનોદમાં ચાલી ને દીવાનખાનામાં પોંહોંચી. તેનું તેજ જોઇ શાહજાદો તો પોતાની ગતી ભુલી ગયો. ગમે એમ કરી બોલવા જાય પણ બોલાય નહીં ને ગોથું ખાઇ બીછાનાપર પડી રહ્યો. સામે ચોરસ બાજી માંડી રાખી હતી, પણ ઉઠીને રમવા જેટલીએ શુદ્ધિ શાહજાદામાં રહી નહિ. તેથી હીરણે થોડો વખત થોભી બંન્ને બાજી પોતે રમીને પુરી કીધી. મધ્યરાત થઇ કે પાછી પોતાનું રત્નજડીત ફાનસ લઇ ઉઠી ચાલી. શાહજાદો એટલો તો ગરક થઇ ગયો હતો કે તે કયારે ગઇ ને વખત પણ જાણી શકયો નહીં. જ્યારે દીવાનખાનું સુનું પડ્યું ત્યારે ચાંદની તરતની ખીલી રહી હતી. અને શાહજાદાની બંધ પડેલી જબાન પણ ઉઘડી.

" ઓ હીરણ! તારૂં રૂપ જોયા આગઝ હું આશક થયો હતો પણ તેની ખરી લાગણી મને આ ઘડીએજ થઇ છે. અરે તું ગઇ ને આ ઝગઝળું પાછળ મેલી ગઇ, " તે ચાંદને જોઇ બોલે છે. ચંદાની બડાઇ શી છે? મારી હીરણને જોઇને તારો ગર્વ ઉતાર' પછી પવનના સપાટાને કહે છે. " પવન તું તારા વેગ ઉપર ના ઝંપલાવ. તું મારી હીરણને જો કે તે કેવા વેગે ગઇ છે. " ચકવીના દુરથી આવતા અવાજને કહે છે, " પ્રેમદર્દી તું મને જો કે મારી માશુક મારી પાસ છતાં હું કેવો અભાગીયો રહ્યો છું તો તું સંતોખા કે પ્રભાતે તું તારા ચકવાને મળશે અને હું તો નિરાશજ રહીશ!

આ રીતે પ્રભાત પડતાં સુધી બડબડતો હતો, દિવાન તેને રાતની ખુશાલી પુછવાં આવ્યો; તે તેનો હાલ જોઇ બહુ દીલગીર થયો પણ દિલાસો દેઇને પાછો ગયો અને એ પ્રમાણે ત્રણ રાત હીરણ ચોપટ રમવા આવી. પણ પેહેલી રાત કરતાં શાહજાદાની હિમ્મત કાંઇ વધારે ચાલી નહી, તેથી હીરણ પહેલી રાત માફકજ બાજી પોતે પુરી કરી ચાલતી થઇ.

માનસિંહ બહુ અકળાયો ને બોલ્યો, "ધુતણા ! હવે તો આ હાલતે મારાથી જરાપણ વાત થાય એમ નથી. મને કટાર માર. જ્યારે મોતજ આવ્યું છે તો પછી રજપુત બચ્ચા ડરે શેના ? પણ વાત સાંભળવી હોય તો મારા હાથ બંધથી છુટા કર. શરીર જેમનું તેમ રહેશે તો તને ભય નથી" ધુતણા બોલી, લ્યો હાથ છુટા કરૂં છું. વાતમાં અતી લીન થવાથી પોતાની ગતિ ને ઉદ્યમ ભુલી જઇને હવે માનસિંહ ઉપર તેનો વ્હાલ પણ ઉત્પન્ન થતો જાય છે.

"બિરબલે જ્યારે જોયું કે આમતો સઘળા દિવસ જશે પણ કાંઇ વળવાનું નથી, ત્યારે શાહજાદાને કહ્યું કે તું એનું મોં જોતાં અંજાઇ જાય છે તો એ ઉઠીને જાય ત્યારે તેની પાછળ જા તેની હીલચાલ જો. શાહજાદો બોલ્યો કે એને હું જોઇ શકતો નથી, તો એની વાંસે જઉં તો મને જીવતો જ ખાઇ જાય. બીરબલે તેને સમજાવ્યો કે ગમે તેવી પણ હીરણ સ્ત્રીજાતિ છે. તેનાં રૂપથી તું અંજાયો છે. બાકી તેમનામાં કાંઇ નથી. તું હિમ્મત કરીશ તો તે તારા પગ પુજશે એમ કહી ઘણી રીતે શાહજાદાને સમજાવી તેના દીલને તેણે ધીરજ આપી ને દિવાનની યુકિત પ્રમાણે ચાલવાને તેણે સ્વીકાર્યું.

આ યુક્તિથી શાહજાદો હીરણ ચોથી રાત્રે ચોપાટના બંને દાવ ખેલી ઉઠી ચાલી, ત્યારે છુપો તેની વાંસે પડયો, તે રત્નજડીત

ફાનસ લઇ જેમ કોઇ અદ્ભુત રૂપ હવા ઉપર તરત ઉડી જાય છે, તેમ પોતાના મહેલમાં ગઇ. મોતી ને ઝવેરના શણગાર સાથે લેઇને એક કનક થાળમાં સાત લાડવા મેલી છનનન છનનન ઝાઝરનો ઝણુકાર કરતી સરોવર ઉપર આવી. ત્યાં કિનારે થાળ મેલી, ધ્યાન ધરી સ્મરણ કર્યું કે ઝળળળ કરતું આકાશમાંથી વિમાન ઉતર્યું તેમાં બીજી છ અપસરા હતી એ સખીએ ને મળી તેમણે પેલા સાત લાડવા વેહેંચી ખાધા પછી સરોવરમાં નહાવણુ કરવા પડી. પછી નવા શણગાર રાજી તેઓ વિમાન ઉપર ચઢી બેઠી, અને નજરથી ગુમ થઇ ગઇ. શાહજાદો આ કૌતક જોઈ પોતાને મહોલે આવ્યો. બીજે દિવસે દિવાનને સર્વ વિગત જણાવી પ્રધાન આશ્ચર્ય પામીને બોલ્યો. "શાહજાદાં! એ તો ઠીક હવે આવતી કાલે તેઓ ન જાણે તેમ વિમાનમાં તું ચઢી બેસજે ને તે કયાં જાય છે તે જો. કદાચ ઇંદ્રને ત્યાં ગાનતાન કરવા જતી હશે ને પેલી છ સખી તેને બોલાવવા આવનારી અપસરા હશે, આજ રાતે ખચિત પછવાડે જઇને સાત લાડવામાંથી એક લઈ લેજે, ને વિમાનમાં ભરાઇ બેસજે પછી સાથે ઉડજે ને જે ચરચા જુવે તે હિરણુને કાલે કહી તો જો? પછી બીજી વાત. તે પ્રમાણે જેવી હિરણ બંને દાવ લગાવી ઉડી ને ચાલી કે શાહજાદો તેની પુંઠે પડ્યો. થાળ મુકી સખીઓને તેડે છે, તેટલામાં શાહજાદાએ એક લાડવો ઉઠાવી લીધો. ને વિમાનના ખાનામાં ભરાઇ ગયો. સખીઓ સાગરમાંથી નીકળી લાડવા જુવે છે તો એક ઘટ્યો ત્યારે હરીણ મનમાં સમજી કે કદાચ ઉતાવળમાં એક ભુલી હઇશ, પછી વિમાનમાં બેઠા, વિમાન આકાશે જેમ પુંછડીઓ તારો ઉડે તેમ ઉડી રહ્યું ને એક ઘડીકાને સુમારે સ્વર્ગમાં જઇ પહોંચ્યું. જ્યારે શાહજાદો સ્વર્ગમાં ઉતર્યો ત્યારે તેની બુદ્ધિ નાઠી. તેની આશ્ચ-

ર્યની અવધી થઇ. જ્યાં જુવે ત્યાં સિતાર ને તંબુરા ને સારંગી ચાલી રહેલા, જ્યાં જુવે ત્યાં ગંધર્વ ને અપસરા પ્રેમરસમાં ચકચુર પડેલા. હીરણુને તેની સખીઓ પાછળ ચાલતાં ચાલતાં તે એક મહેલને આંગણે આવ્યો, આ મહેલ તમામ મોતીઓથી ચણેલો ને દેવતાઓ અને ગંધર્વ એમનાથી ભરી ચીકાર થયેલો તે મહેલમાં વચ્ચે મોર–સીંહાસન ઉપર ઇંદ્ર રાજા બીરાજેલા ને અપસરા તેની ડાબી બાય નાચી રહેલી, ગાયનના સુર એવા નીકળી રહેલા છે કે પવન પણ હાલતો નથી. વીજળી સ્થંભ ઉભેલી ને મેઘ નિર્મળ થઇ ગયેલો હતો. ઇંદ્રના મ તક ઉપર મલાર મેઘાડંબર ધરીને ઉભો હતો, વસંત પંખો હલાવી રહેલો હતો ને ફાગણ જેવા છોલી છબીલીઓ છનન છનનન ટનનન કરતી તાનથી નૃત્ય કરતી હતી તેવામાં ઇંદ્રે હસીને હીરણુને આસન દેખાડયું, અહીં શાહજાદો તેની પાછળજ બેઠો. બે ઘટીકા થઇ ને હીરણે ગાયન શરૂ કીધું, પણ તબલચીની જગ્યા શાહજાદોજ લઇ બેઠો હતો. તેણે આ રંગમાં ચકચુર થઇ તબલો વગાડવા માંડયો. તે પ્રેમનો મારેલો તેથી તેના વગાડવામાં પ્રેમના જ પડધા ઉઠયા તો પછી હીરણુના ગાવામાં પુછવું જ શું. થાપે થાપ પડતાં હીરણુને રોમે રોમ સુર ચઢયુ તેમ ગંધર્વો પણ વાહ કરી રહી ઇંદ્રનું ઇન્દ્રાસન પણ તેના ગાયન સાથે નાચવા લાગ્યું અને તબલચીની ઉમંગ ભરી થાપોથી હીરણુ સાંહણુ સમી ખુબ ઘુમી રહી છે. આ વેળા ઇંદ્ર વાહ કરતો ઉઠયો ને તબલચીના ઉપર પોતાના હાથે મોતીનો દંડો ફેંકયો નટનો સમય થતાં જ શાહજાદાએ તે રાગણીની થાપ લીધી કે હીરણુ નટમાં ઉતરી ને ઉમંગમાં શાહજાદાએ પોતાનો રૂમાલ આપી નટની છયાં ઘુમાવી સુર ચઢડયું–તારે બાણુ કરતાંએ વધારે તાન આરંભ્યું ને તબલા ઉપર ગીરી નાચવા લાગ્યો. ઇંદ્ર તો

એટલો ખુશ થયો કે, હીરણને સોળે શણગાર ભેટ કર્યા ને તબલચીને પોતાની અદ્દભુત કટાર આપી. હીરણનો આજનો ઓચ્છવ સઘળો તબલચીથી જ થયેલો જાણી પોતાનો નવસરો હાર શાહજાદાને આપ્યો પ્રભાતનો વખત થયો એટલે ભઇરવ મચાવવાને સારૂં ગગડાત ગંધર્વ આવીને ઉભો ત્યારે હીરણ પ્રમાણ કરી સખીઓ સાથે ઉઠી ચાલી શાહજાદો આ વખતે ચુપચુપ આગળ જઇ વિમાનનાં ખાનામાં ભરાઇ બેઠો ને સરોવર કીનારે ઉતરી પોતાને મ્હેલે ગયો ને હજી તો શણ-ગાર દુર કરી પલંગપર કરાર લે છે તેટલામાં દિવાન આવ્યો, જેને શાહજાદાએ રાતની ચરચાનું બયાન કહ્યું, તે સાંભળતાં જ દિવાન બોલી ઉઠયો કે આજ રાતરે તે બાજી રમવા આવે ત્યારે તું ઉઠજે નેખેલજે ને આ સઘળી વાત જાણે તને સ્વપ્નું થયું હોય તેમ તે આગળ વર્ણવજે કે તેથી તે લજ્યા પામતાંજ બાજી હારી જશે પણ એ સ્વપ્નું છે એમ કહી તે તને ઉડાવશે ત્યારે તું લાડવો, મોતીનો દડો, કટાર, રુમાલ એ સર્વ તેના મોં આગળ ધરજે તેથી તે તારા પગ પુજશે, શાહજાદાએ રાતના હીરણ આવી કે દિવાનના કહ્યા પ્રમાણે કહી બતાવ્યું, કે હીરણ શાહજાદાને આલીંગન આપીને બોલી "તમે આજથી મારા સ્વામિ ને હું તમારી રાણી."

આ બોલતાંજ માનસિંહ ઢીલા બંધથી છુટા થઇ સિંહ માફક તરાપ મારીને તરવાર ઉઠાવી લીધી, ધુતણા તરત જ વળગી પડી ને કહ્યું કે હું પણ તમારા પગ ઉપર પડું છું કે તમે આજથી મારા પતિને હું પત્નિ એમ કહી તેની કોટે ટીંગાઇ રહીને બોલી કે—

સઈયાં તોરે પઈયાં લાગુ બઇયાં ના મરો રે—એ રાહ,

પ્રીતમ હવે પ્યારી તુજ હું છું વફાદાર,

હમણા તલક રમી દમો તુજ નાશ માટે,

લુભાવ્યો ભુલાવ્યો તને જુઠો કરી પ્યાર—હવે
કરમ ધરમ ભુલી દામ લોભે પુરી ફુલી;
રૂપ તોરે ખાલી ફુલી પ્રેમમાં લગાડી પુલી,
માનું છું આભાર પ્યારા તુથી મુજ શુદ્ધ ખુલી,
માટે આજ જઇ મારૂં તાતને કટાર—હવે.

આ વેળા ધુતણુાની છબી બહુ પ્રકાશતી હતી, ચોટલો છુટી જઇ નાગણની માફક છાતીપર લટકતો હતો. તેના નેણુમાં પણ તેજ આવી ગયું ને તેણે કટારી હાથ ધરી ચાલવા માંડયું.માનસિંહે તેના બાપને ન મારવા માટે તેણીને સમજાવી ત્યારે કબુલ કર્યું. કે જો મારો બાપ ધુતવાનો ધંધો મુકવાને વચન આપશે તો તેને જીવતો મુકીશ, એટલું કહી ધુતણુા બાપની કચેરીમાં આવી ખડી રહી. બાપા આજે જે જુવાન આવ્યો છે તે હું વરી છું ને તું જો મારો બાપ હોય તો આજથી આ દારીદ્રતાનો ધંધો તજીને માનવી થાઃ નહિ તો તું મારો બાપ નહી ને હું તારી દીકરી નહી, આ કટારી જો—જલદી બોલ. રે તારૂં નસીબ ફેરવ, કાંતો કટાર મારી તેને નાબુદ કરૂં છું, કાંતો માનવ થઇ કબુલ કર. ધુર્તનગરનો રાજા પોતાની દીકરીનું આમ કહેવું જાણી બીનો ને છોકરીએ જેમ કહ્યું તેમ વચન આપી સોગન ખાધા પછી તે પોતાના જમાઇ પાસે આવ્યો રાજયધારા મુજબ પોતાની દીકરીના વિવાહ કરી આપ્યા, ને માનસિંહે ખરા સ્નેહ ને આનંદમાં ઘણા દિવસ ગુજાર્યા, પછી માનસિંહને ભાન આવ્યું કે બાપે મને દેશવટો દીધો છે, ત્યારે તો ચાકરી કરીને ખાવું કે નવું રાજ સ્થાપવું તે બદલે હું તો પડી રહીને સાસરીયાનું ખાઉં છું તે મને શોભે નહીં. પછી પોતાની સ્ત્રીને આ વિચાર જણાવી રજા માગી.

માનસિંહ દ્રઢ થઇને ત્યાંથી ચાલી નીકળ્યો તેનો વાસે લાલણે

સેજ શંગાર ને મીઠ ભોજન તજ્યા ને પેહલા જે જે વાના ધુર્ત-બાજથી ખાતી હતી તે ઝીગરની દાઝથી હવે ખરી રીતે પાળવા લાગી. માનસિહ ચાલ્યો ચાલ્યો કેટલાક દિવસે ચંદ્રાવતી શહેરમાં જઇ ગોહોંચ્યો. ત્યારે રાજા મરણ પામી તેનો નિર્વંશ ગયો હતો તેની પછવાડે કોને ગાદીપતી કરવો તે વિષે તકરાર ઉઠી,અંતે દિવાનોએ એકમતે ઠરાવ કીધો કે ભળકકામાં જે પરદેશી સવારમાં દરવાજામાં પેહલો પેસે તેને રાજ સોંપવું, તે વખતે માનસિંહ પહેલો ભાગોળમાં પેઠો તે જોઇ દીવાનોએ તેને ચંદ્રાવતીનું રાજ્ય સોપ્યું.

આ તરફ સતિને જવાર કરી અભયસિંહ ઘોડો ખેલતો ખેલતો ચંદ્રાવતીના ભાગોળે આવી પહોંચ્યો. ત્યારે રાત પડી હતી તેથી તેણે ભાગોળ આગળ બપોરો કર્યો. તેનો પોષાક ને ઘોડો જોઇ ચોકી-વાળાએ તેની ખાતર બરદાસ કરીને પાસેના મિઠાઇ મેવો આગળ ધર્યો. અભયયસિંહ થાકેલો તેથી તે ઠેંગો કરી હથીયાર છોડીને પડખે મેલી ઉંઘી ગયો, ચોકીઆટો તેનાં આભુષણ ને હાથીયાર જોઇને લલચાયા, જેવો તે પુર નીંદ્રાવશ થયો કે તેના ઉપર હથીઆર લઇને તુટી પડયા અને તેની પાસેથી માલ લુંટી લઇને તેની લોથની એક ગાસડી બાંધી દરવાજા પાસેની એક ખાઇમાં નાંખીને તેઓ સુઇ ગયા.

વાણું વાયું ને શહેરના કુંભારેનો પટલ માટી ખોદવા ખાડામાં ઉતર્યો તો તેણે એક માનવના લોથની ગાંસડી જોઇ પણ તેને હજી શ્વાસ ચાલતો હતો તેને ઉપાડી પોતાના ગધેડા ઉપર લાદી ને ઘેર લાવ્યો તેને મલમપટો કરીને સાજો કર્યો ને પોતાને કાંઇ છોકરૂ છઇયું ન હોવાથી દીકરો કરી લીધો, અભેસિંહ આ વેળા પોતાની પદવીનો ખ્યાલ ન કરતાં પોતે કુંભાર થઇ રહ્યો, જે

દીવસે તેનું પગલું પટેલને ત્યાં પડયું ત્યારથી તેને ત્યાં લીલાલહેર થઇ રહી. તે રોજ પોતાના ઘરમાં પીતા સાથે કુંભારના રોજગારમાં ભળતો હતો ને સર્વ કારભાર પોતે ચલાવી કુંભારની નાતમાં યશ પામ્યો. તેની પ્રૌઢ ચાલથી કુંભારોમાં પણ જોવા જેવો ફેરફાર થયો.

પણ તેના નસીબમાં દેશવટાની મુદત આમ એકાંતમાં ગુજરવાની ન હતી. શહેરમાંના બે વેહેવારીઆ ઝવેરચંદ અને સુરચંદે વહાણ બંધાવી તેમાં લાખો રૂપીઆનો માલ ભર્યો, પણ વહાણ અવજોગમાં આવ્યું તેથી તે બારામાંથી નીકળતું નથી. જોશીઓએ જોશ જોયા ને કહ્યું કે એને કોઇ બત્રીસાનો ભોગ આપવો પડશે. ઝવેરચંદ ને સુરચંદ બે ભાઇ નગરશેઠ તથા દીવાનના સગા થતા હતા એટલે તેમને તો કોઇ બત્રીસ લક્ષણો નજરે પડવાની ખોટ ન હતી. કોઇ ગર બને ત્યાંથી બત્રીસો પકડી લાવવાને માટે તેમના અનુચરો આખા શહેરમાં ફરતા રહે છે, તેવામાં અભેસિંહ પટેલની દેવડીએ દાતણ કરવા બેઠો છે, ત્યાં પેલા વેહવારીયાના સેવકો આવી ચડયા; તેઓએ એને જોઇનેજ પારખ્યા કે આ બત્તીસો છે માટે એકદમ પટેલ પાસે જઇને માગણી કરી. “ભાઇ પટેલ ! હમારા શેઠનાં વહાણોને અવજોગ નડયો છે તેને સારૂ હમને આ પુરૂષ આપ ને એને સારૂ તરે જોઇએ તે દામ લે.” પટેલ પેલાઓને ખુબ ખંખેરી કાઢયા. “અરે મુરખો ! કોઇ પોતાનો પુત્ર વેચતું હશે ?” પેલાઓએ પોતાના શેઠને જઇ કહ્યું, તેઓ દીવાન પાસે ગયા જેનું કહેણ પણ પટેલે કાંઇ ગણકાર્યું નહીં. પછી કોટવાલને થોડા માણસો સાથે મોકલ્યો તો કુંભારોએ ભેગા થઇને તેને મારી કાઢયો. દીવાને જઇ રાજાને કહ્યું કે સાહેબ ! આપણા શહેરના નગર શેઠોના વહાણને બત્રીસાનો ભોગ જોઇએ છે તે આપણા કુંભારને ત્યાં એક પરદેશી છે પણ તેને દામ

આપવા કહીએ છીએ તોપણ આપતો નથી ને સામે ટકકર લે છે. પોતાનો છોકરો હોય તો એક વાત છે પણ આ પરદેશી તેને પણ આપ વાને તેઓ હઠ કરે છે એ કેવો જુલમ? ત્યારે શું તેના વાસ્તે નગર શેઠોનું વહાણ અટકી રહે? ને લાખો રૂપીઆનો માલ રોકાય? રાજાએ કહ્યું કે જાઓ સ્વાર મોકલી પકડાવી મંગાવો. રાજાના સ્વાર કુંભા– રની પોળ પાસે આવ્યા કુંભાર બીના કે, રખે હમારા છોકરાને મારી નાંખે તેથી એક કોટડીમાં પુરી લડવા સામા થયા, કોટડીમાં અભેયસિંહે વીચાર કર્યો કે, આ બાચારા ગરીબ કુંભાર મારા ખાતર માર્યા જાય છે તે હું રજપુત બચ્યો કાયર કહેવાઉં? તેવોજ છાપરૂં ફોડી મેદાન પડયો. એક એક ધસી આવી એકના હાથમાંથી તરવાર ખેંચીને વાડ કાપે તેમ સર્વ કાપી નાંખ્યા. બાકીનો તો કાછડી પકડીને નાઠા. રાજાને એકદમ ખબર થઇ કે તેણે એકદમ કુંભાર ઉપર ૫૦૦૦ મોગલો મોકલ્યા તેઓ સાથે કેટલોક વખત સુધી ધીંગાણું મચ્યું પણ અંતે અભેસિંહને થાકીને વેહવાર્યાઓને સોંપ્યો. વેહવારીયાઓ તો લાલા તેને સમુદ્ર કિનારે લઇ જઇ હરામખોરને એનુ શીર તોડવાને બોલાવ્યા ત્યારે તે બોલ્યો કે વેહવારાયાઓ! તમને તમારૂં વહાણ ચાલવા સાથે કામ છે કે મારો જીવ લેવો. જે વેહવારીયા બોલ્યા કે ના ભાઇ, હમારૂં વહાણ ચાલ્યું કે અમને કશી ગરજ નથી. અભેસિંહે કહ્યું કે મને છોડો તો હું વહાણ ચલાવી આપું. વેહવારીયા બોલ્યા કે હા, તને છોડીએ તો હમારો જ નાશ કરે. શું તારૂ શુરાતન અમે જાણતા નથા કે તને છોડીએ, વળી પંચ પચાસ માણસોનાં ધડ રખડાવીએ ત્યારેજ કેની. પેલાએ આગ્રહ કર્યો કે મને સાંકડેલો છોડો તો હું તમારૂં વહાણ ચલાવી આપીશ. ત્યારે તે બોલ્યા ભાઇ હવે બચવાનું નથી ઇશ્વર સ્મરણ કરવું હોય તો કરી

સે નહી તો ઝટકો પડયો. અભેસિંહે સોગન ખાધા કે કશો દગો કરૂં તો મને સૂર્યનારણના સમ, સમુદ્રના સમ, મારા સાત કુળના સમ એ વગેરે ઘણા જ અઘરા સોગન લીધા ત્યારે વેહેવારીઆને વિશ્વાસ આવ્યાથી તેને છોડયો. અભેસિંહ છુટતાંજ સ્નાન કરવાને સમુદ્રમાં ઉતર્યો પછી સુર્યનારણનું સ્મરણ કરીને પોતાની છેલી આંગળી ઉપર ઘા કરી લોહીનાં ટીંપાં વહાણના મુખડાપર છાંટયાં તેવુંજ વહાણ સડસડાટ ચાલ્યું. વેહવારીઆઓએ આ ચમત્કાર જોઇને વીચાર્યું કે આ કોઇ જાદુગર તો ના હોય ને જાદુથી વહાણ ઉતરી મધ્ય દરીએ રોકે તો નહી માટે એને વહાણમાં સાથેજ લઇ લો કે જો કંઇ નજર-બંધી હશે તો પછી એજ સાજ કરશે તેથી વેહવારીયા બોલ્યા કે ના ભાઇ, હમા ા તારાપર વિશ્વાસ નથી માટે તને મારવો ને કાંતો હમારી સાથે લઇ જવો. આ સાંભળી અભેસિંહ તેની સાથે જવાને વહાણમાં ચઢી બેઠો.

સારો પવન હોવાથી વહાણ સપાટાબંધ ચાલ્યું ને જાવા બંદરે નાંગર્યું આથી પણ વાણીઆઓએ અભેસિંહને વધારે શકથી જોયો કે એને લીધે જ વહાણ જલદી ચાલ્યું હશે. એવામાં વળી બીજું કૌતક થયું.

જાવાના રાજાને હંસાવળી નામની એક કન્યા હતી. વહાણ નાંગર્યું એવામાં કુંવરીએ સ્વયંવર રચ્યો છે. દેશ દેશના રાજકુંવરો મંડપમ બીરાજ્યા હતા તેમાં વેહવારીઆ પણ જઇને બેઠા. તેઓએ અભેયસિંહને પછવાડે ઉભો રાખ્યો. હાથણી ડોલતી ડોલતી આખા મંડપમાં કલશ ઢોળવાને ઘુમી પણ જ્યાં જાય ત્યાંથી પાછી વળી વેહવારીયાની પંકિત પાસે આવી, ત્યાં વેહેવારીયાઓએ માથાં બહાર કાઢયાં પણ હાથણીએ જોયુંજ નહીં ને પછવાડે જ્યાં અભેસંગ ઉભો છે તેના ઉપર કલસ

દેજો. વેહવારીયા એકદમ બોલી ઉઠયા " અરે આતો નોકર માણસ છે. હાથણી ભુલી" કહી અભેસીંહને હાંકી છેક મંડપની બહાર સો કદમ દુર કરી આવ્યા. ફરી હાથણીને શણગારીને રાજકુમારીએ તેને અરજ કરી કહ્યું " અહો ગજણ માતા ! મારે માટે મધુવર શોધી દેજે !" હાથણી ડોલતી પાછી આખો મંડપ ફરી પણ કોઇને ભાગ્યવંત ન ગણતાં જયા બહાર અભેસીંહ ઉભો હતો, ત્યાં જઇને કલસ દેજો. વાણીઆ વળી બરાડી ઉઠયા કે એ માણસ જાદુગર છે. એણે હમારૂ વહાણ પણ જાદુથી ચલાવ્યું હતું ને આ હાથણી ઉપર કાંઇ નજરબંધી કરી છે માટે હવે હાથીને શણગારી લાવો ને તે જેના ઉપર કળસ ઢોળે તેને કુંવરી વરે. આમ કહી અભેસિંહને છેક લાંબે હાંકી મેલ્યો પછી હાથીને બહાર કાઢયો. હાથી તો તે મંડપ ફર્યા બદલે વેગળેથી જ્યાં અભેસિંહ ઉભો છે ત્યાંજ દોડયો. તેને આવતો જોઇ અભેસિંહે પણ દોટ મુકી પણ હાથી ડોલતો ડોલતો તેની નજીક જઇને તેને રૂઢવતે ઉઠાવી પીઠ ઉપર બેસાડીને મંડપમાં લાવ્યો તે જોઇ અભેસિંહે મ્યાનમાંથી તરવાર ખેંચી હાથીની સુંઢ ઉપર મુકીને કહ્યું કે દુર રહે એ દુષ્ટા, નહી તો તારી સુંઢ કાપી નાંખીશ. શું બીજાઓ મરી ગયા છે કે મને દુખીઆને વધારે સંતાપવાને એટલો બધો ઉન્માદ બન્યો ! માટે જવા દે.

હંસા—ધીરજ ધર, એ ભાગ્યવાન નર! ખુશીની સાથે આરોપવા દે, જો સાંભળ—

" ઇશ્કી મહોબત પ્યારમેં બંદિ ફસી આજ મે " એ રાગ.

જેવું લખાયું ભાગ્યમાં તેવું વળે સંસારમાં,
ના દોશ એમાં હાથનો લાવશો વિચારમાં.
મળ્યો મને મુજ ભાગ્ય પ્રમાણે એજ ગણું છું સાચું,

એજ ગણું છું સાચું સાજમ એજ ગણું છું સાચુ. મળ્યો.
સારો નઠારો હોય ભલે પ્રભુ સમ લેખી રાચુ. મળ્યો.

અભેસંહ—અહો મનોહર રાજકન્યા, કુળવાન રાજાપતી ભાગ્યશાળી નરોને મુકી હું સરખા દુઃખી કુભાર પુત્ર વણીક ગુલામને પતી કરવાથી શું અમુલ્ય સુખ તને ફળીભૂત થશે. માટે હજી સમજી તારો વિચાર ફેરવ.

હંસાવળી—"કોઈ રખકી મરજી"—એ રાગ
મન ઓછું લહે, કયમ પ્રાણપતી છો મુજ અબલાની આપ મતી,
જે જાત કુભાર, સુરત તણી નથી ચિત્ત વિશે હલકી ગણતી. મન.
તુજ પુર્તતણી, ખુશી આ રતી, કરી વરતીનીએ ઉપકાર અતી,
મુજ મેળવી ગુણી જોડ તેમથી કરૂં સેવન સાચવી શુદ્ધ મતી,
ન પડુ વિખુટી, ચહું એ ચિત્તથી વિનતી કરૂં એ પ્રિય આપ પ્રતિ.

પછી હંસાવાળીએ સભામાં કહ્યું "આજ મારો ધણી તેની તરતજ વરમાળ પોતાના હાથે તેના ગળામાં ઘાલી ધામધુમથી વિવાહ થયો. રાજકુંવરીએ અભેસિંહને તેની જાવ પુછી તો કહ્યું, કુંભાર પણ તેની રીતભાંત જોઇને જાણ્યું કે રાજવંશી છે. મધરાત્ર તેની સોડમાં પડીને કુલ પુછયું તેના ઉતરમાં અભેસિંહે કહ્યુ કે.—

## યા કરીમ ના યા રહીમ ના, એ રાગ.

થા ખુશી તું પ્રીયા, રહે ઉમંગે સદા,
મારૂ છે વતન શોભે જેમ ઇંદ્રાસન સુણજે કરી શુદ્ધ મન થા ખુશી.
ક્ષત્રી કુલ છે અમારૂં એ મુલ છે અમારૂં હીણભાગ્યથી તાત વાણી,
ચલાવા છુટો ભાગ્યથી તાત મારો અમરસિંહ રઠોડ શુર શેહેર સુણ
જોધપુર—તું ખુશી.

પછી તેણે પોતાની તમામ હકીકત અથથી તે ઇતી સુધી કહી. સવાર પડી તેટલામાં તેનો ખરો હેવાલ રાજપુત્રીને તેની એક માનીતી દાસી એકલાએ જાણ્યો. બાકી આખુ ગામ તો બોલતું રહ્યું કે વાણીઆનો નોકર રાજાનો જમાઇ થયો.

જોધપુરના કુંવર વેરે કુંવરી પરણી તેથી જાવાનો રાજા ખુશી થયો ને તેને ગાદીનો વારસ ફેરવી સઘળો રાજકારભાર સોંપ્યો. અભેસિંહનો ઇન્સાફ ને ભલી ચાલથી વખાણ થઇ રહ્યાં. ત્રણ વરસ વીતી ગયાં તેટલામાં વેપારીઓ માલ વેચી રહ્યા ને ઘર તરફ વહાણો પાછાં લાધ્યાં. તેઓએ પોતપોતાની મસલત કરી કે આપણે આપણા બરનો માલ લીધો છે તેની જગાત આપવી પડશે તેથી તેઓ અભેસિંહ પાસે જઇને જકાતની માફી માગી કે સાહેબ અમારી સાથે તમે આ શેહેરમાં આવ્યા તો રાજ પામ્યા. આજ તમે મોટા થયા ત્યારે ગરીબોને જગાત માફ કરવી જોઇએ. અભેસિંહે માફી આપી પછી વાતચિત કરીને ઉઠતી વેળા એક ડોસાએ માથું હલાવ્યું તે જોઇ અભેસિંહે તેમ કરવાનું કારણ પુછયું ત્યારે વાણીઆએ કહ્યું કે, જો ખરૂં બોલાવો તો હમને તમારા વિના મોહ ઉત્પન્ન થયો છે. આ પરદેશ છે, પારકા લોક છે તેમ તમે એકલા તેથી કોણ જાણે કોઇક દિવસ શું બને. હમે બુરા ભલા પણ તમારા દેશના જ અને અહીં તમારા અંગનું કોઇજ નહી તો આપત્તિવેળા મદદ કોની, હમે તે હવે દસ વરસ રહીને ખેપ પાછી કરી ફેર આવીશું તમને રાજ મળ્યું તો શું થઇ ગયું. અભેસિંહે કહ્યું કે માથુ કેમ ધુણાવ્યું તો કહ્યું ના સાહેબ, કાંઇ નહીં એતો અમસ્થુ ધુણાવ્યું. હમારે ત્યાં પણ તમારા જેવા પરદેશીને ઓચિંતુ રાજ મળ્યું છે. જોધપુરના રાજાનો કુંવર માનસિંહ દેશવટે નીકળેલો ગામની ભાગોળે પહેલો પેસતાંજ દિવાનોએ તેને ગાદી સોંપી. આજ

માનસિંહને ગાદી આપી તો કાલે હમે તમને આપાવીશું તેથી તમે અમારી સાથે આવો. જેમ ભેગા આવ્યા હતા તેમ સર્વ ભેગા જઇએ. વનમાંથી વિખુટા પડયા : ખરી અભેસિંહે પોતાના ભાઇ નામ આ પ્રથમ જ સાંભળ્યું તે ચંદ્રાવતીનો રાજા થયો એટલે માતાની વાણી ફળી તેથી ભાઇના રાજમાં જવાની તેને ઉત્કંઠા થઇ પણ તેણે ઠરાવ કર્યો કે ભાઇને રાજમાં રાજાના ડોલ વિના જવું કે જે જોઇને ભાઇની પ્રીતિ જેવી ને તેવીજ છે કે કાંઇ બદલાય છે. ભાઇ બોલાવે તો બોલવું નહિ તો દેશવટામાં થોડીજ મુદત બાકી છે તે પુરી થતાં બાપની પાસે જવું.

ભાઇના વ્હાલે કરીને અભેસિંહને જાવાનું બંદર મેલવાનું મન થયું. તેણે વેહવારીયાઓને જણાવ્યું કે તમને પાછા બોલાવું તો તમને બધાને ફેરો મટે માટે હુંજ તમારી સાથે આવું છું ને તમે જ્યારે પાછી ખેપ કરશો ત્યારે સાથે આવીશ. હમણાં તો તમારી સાથે હું પણ વેપારી જેવો જ બની આવું છું. મારો કાફલો તૈયાર થાય ત્યાં સુધી તમારે થોભવું.

વાણીયાઓના ગયા પછી અભેસિંહ નજરબાગમાં ઉતર્યો હતો. ત્યાં એક સુંદર તરૂવરની છાંયે પોતાના બાપ અને ભાઇના વિયોગથી બેચેનીમાં બેઠો છે. તે આંબાનું ઝાડ હોવાથી કોયલો તે ઉપર રાગ તાણી ગયા છે, અને પ્રેમમાં ગુલતાન બનીને ટહુક ટહુક કરી કહી છે તે જોઇને તેને હંસાવળીનું સ્મરણ થયું. તેનો ખરો વ્હાલ આ વેળા તેના ચક્ષુમાં જ ચમકે છે. એક બાજુથી ઉદાસીએ કરીને તેનું આખુ શરીર મંદ થયું છે તેમ બીજી બાજુથી તેના મોં ઉપર પ્રેમની લાલી છવાઇ રહી છે. તેવામાં હંસાવળી હંસી માફક ડોલતી પોતાની દાસી સાથે બાગમાં ફરવા નીકળી છે તેની ને તેણીના સ્વામીની નજર

એક થઇ. અમેસિંહના ઉદાસ ચહેરાની આકૃતિ તેને કેવળ નવીજ દેખાતા તે તેના બેભાન શરીરને અડકીને પાસે બેઠી. દાસી પોતાની બાઇને આ ઢંગ જોતાં કોયલના રાગ ઉપર જાણે ધ્યાન આપતી હોય તેમ દુર થઇ ગઇ. હંસાએ અમેસિંહને પ્રેમ કટાક્ષથી જાગૃત કીધો તેવીજ હંસાને ગળે લગાડી તેના પ્રેમનો મદ કરવા લાગ્યો. હંસાએ બાથ ભીડીને પુછ્યું. 'સ્વામી આજ ઉદાસ થઇ વ્યગ્ર કેમ દેખાઓ છો ? "

અ૦—નિશ્વાસ નાખીને ! પ્રિયા તેવુંજ બની ગયું છે, તારી પસે મારી હકીકત કહી તે પરથી તુ જાણે છે કે મારો મોટો ભાઇ મારાથી વીખુટો પડી ગયો છે પણ વાગીઆઓના કહેવા મુજબ તે તો ચંદ્રાવતી નગરીમાં રાજ કરે છે તેને અને માતાપિતાને મળવાનો વખત પણ સમીપ આવ્યો છે છતાં હું તેનાથી હજારો ગાઉ દુર છું.

હંસા૦—શું ત્યારે તેનાજ રાજમાં તેનાજ નોકરોએ તમને આભુષણની લાલચે મારીને પુલની ખાડમાં નાખ્યા અને આખર તેનાજ હુકમથી તમોને બત્રીસા તરીકે સાગર કિનારે વધાવવા સારૂ લાવી નોકર માફક વહાણમા ઘાલી વેપારીઓ અહીં લાવ્યા.

અ૦—હા પ્રિયા ! એમજ પણ મારા ભાઇએ અથવા મેં એક બીજાને તે વખતમાં નજરે તો જોયા નથીજ અને તેથી હું ભાઇનો વાંક સમજવાને બદલે મારા ભાગ્યોદયની નીશાની સમજું છું.

હંસા૦—એવાં દુઃખો ભોગવ્યાં તેમાં ભાગ્યોદયની નીશાની કેમ કહેવાય !

અ૦—પ્રિયા! ધારો કે હું મારા ભાઇને ભેટયો હોત તો કબુલ કરીએ કે આટલું દુઃખ કદાપિ પામતે નહિં પણ તેમ થાતે તો મારા ભાઇથી ફરી છુટો પડી અહીં સુંધી કયાંથી આવી શકતે !

હંસા૦—શુધ્ધ શિયલવ્રત, તેજોમય, વીરપણું અને સરસ સદ્ગુણ એ બસ છે તો પછી હું કોણુ બિસાત કે આ૫ મારા આટલા વખાણુ કરો છો, ખરૂં જોતાં તો મારા ભાગ્યમાં આપ સમાન અલૌકિક પતિ પામવાનું તેથીજ અનેક ચમત્કારો આપને અહીં લાવવા સારૂ પ્રભુએ બનાવ્યા.

અ૦—પ્રિયા, એ બધુંએ ઠીક પણ હવે તારા પિતા રજા આપે તો બહુ સારૂ કે જેથી મારા મનની ધારણા સફળ થાય.

હંસા૦—મારા પિતાના રાજમાં આપની મનગમતી બરદાસ્ત નહીં થઇ હોય તેથીજ આપ જવાને આટલા અધીરા થયા છો.

અ૦—પ્રિયા, એમ બોલવું તને ઘટિત નથી. શું તારા પતિએ મને રાજ સોંપી દીધું નથી ? શું અહીં મારો હુકમ નથી ચાલતો. એ બધું છે પણ મારા વિયોગથી દુઃખી ભ્રાતને તથા માત પિતાને એકવાર મળીને હું પાછો ત્યાં સુધી તમો અહીં એકલા રહો. હું એક વરસમાં પાછો આવીશ.

હંસા૦—મારા પ્રભુ ! આપ એ શું બોલો છો; શું આપ મને મુકીને જવા ધારો છો ? ના મહારાજ, એમ બનેજ નહીં. કાયાથી છાયા અળગી રહે જ નહીં તે તો સાથે જ પતિથી જુદાં રહેવામાં સ્ત્રીઓને કેટલાં દુઃખ છે ?

અ૦—શું ત્યારે મારી સાથે આવવું એજ સંકલ્પ ?

હંસા૦-એમાં શો શક ? જો તેમ છતાં એકલા મુકીને જશો તો ફરી મેળાપ થયા પહેલાં મારો સ્મશાન સાથ મેળાપ થશે.

અ૦-પ્રિયા એમજ છે તો ચાલ તઇયાર કર. એટલું સાંભળતાંજ આ મહા ચતુર હંસાવલીએ પોતાના સ્વામીની આસના વાસના કરી કહ્યું " આમાં શી મોટી વાત છે ? મારા બાપને હું સાસરવાસો

ફરવા કહું છું, પછી આપણે અહીંથી ચાલીએ” તે પ્રમાણે હંસાવળીએ તેના બાપને કહી બે વહાણ તૈયાર કરાવ્યાં પણ તેમાં કંઇ સિપાઈ સપરા વગર માલ ખજાના ભરી રાજાએ દીકરી જમાઇને પેલા વાણીઆઓ સાથે વિદાય કર્યાં, હંસાવળી સાથે તેની ફક્ત એક દાસી આમ સફર જારી થઇ. ઘણાક માણસ સમુદ્રમાં રહી ગયા એવામાં વણીકોની બુદ્ધિ ફરી, હવે અભેસિંહ પોતાની રાણીને તેની દાસીસહિત એક વહાણમાં છે અને વાણીયાઓનો કાફલો છે. આઠ દિવસે અભેસિંહ એક વખત ઝવેરચંદના વહાણમાં જઇ મળી આવે છે, અને વાણીયા તેની સેવા કરે છે. પછી એક દીવસે વાણીયાઓએ ડાએરો કર્યો ને તેમાં અભેસિંહને બોલાવ્યો કસુંબો ગોળી તેમા ઝેર નાંખ્યું અભેસિહે તો થોડો પીને બંધ રાખ્યું પણ વણીઆઓએ તેને પરાણે પાયો પીતાંજ તેનો ડોકનો કાંટો વળી ગયો ને તે મુર્ચ્છાગત થઇ પડયો. વાણીયા મનમાં તો હરખ્યા પણ દીલગીરીનો ડોળ ઘાલીને રાણી પાસે ઉચકી લાવ્યા ને કહ્યું કે, આ બહુ બુરૂ થયુ છે. આજે ડાયરો કર્યો તેમાં અમે તો થોડો પીવા કીધું પણ કહયા છતાં ભાઇ આગ્રહ કરી ઘણું પી ગયા તેથી રાજાને અમલ આવ્યા છે, તે ઘડી એ ઘડીમાં ઉતરી જશે પણ અમે તો વાણીઆ ભાઇ તે પીવાથી હું મારા ચાર માણુસ તો લોથપોથ થઇને પડયા છે, તે ઘડી બે ઘડીમાં મરી જશે એમ કહીને વળ્યા. હંસા ગાભરી થઇ રોવા પીટવા માંડયું પણ ચંચળાઇથી જાણી ગઇ ને બોલી કે વાણીઆનું કાંઇક કાવતરૂં છે, તે હંસાએ સાંભળતાં જ રડાપીટ કરી મેલી. પણ દાસી બાહોશથી બોલી, ‘બાં’ આમ રોવો છો શું ? પેલી ઝેર ઉતારવાની બુટી આપણી પાસે દાબડામાં છે તે કાઢોને ઘસીને પાઓ. ઝેર વળશે.” આ યાદ આપ્યાથી હંસા બોલી, તું મારી મોટી બેન છું.

તારૂં આવ્યું આજે સારથક થયું, મારી તો ગતી ભંગ થઇ છે, પણ તુંજ કુંચી લઇને બુટી કાઢી લાવ, પછી તું કહીશ તેમ કરીશ, દાસીએ બુટી કાઢી ઘસીને પાઇ ને અભસિંહ સવધ થયો. સમુળુ ઝેર ગયું, ત્યારે દાસી બોલી "રાજ–રાણી તમે હવેથી મારા કહયા સર ચાલો તો આપણે પાર ઉતરીશું નીકર આ વાણીયા હવે આ- પણ ત્રણેને જબરીથી મારી નાંખશે, આપણી વારે કોઇ ચડનાર નથી ને એમને સગે તો સારો સાથ છે." પછી દસીએ અભયસીંહને એક મોટી પેટીમાં સંતાડયો ને કહ્યું કે, હું બહાર કાઢું ત્યારે જ નીકળવું. પોહોરેક રાત વિત્યા પછી એક ગાંસડો બાંધી પોક મુકીને દરીયામાં નાંખી દીધો. સહવાર પડતાં સર્વને જણાવ્યું કે રાજા મરી ગયો બીજે દિવસે વાણીઆઓ ખરખરો કરવાને આવ્યા ત્યારે દાસી બોલી કે વહેવાર્યાં હમારો રાજા મરી ગયો ને હવે તો અમે નિરાધાર થયા હવે અમારા તમે ધણી ને આ માલમીલકત પણ તમારીજ એમ કહી નવધારે રોવા માંડયું. વાણીઆ બોલ્યા બેન, થવાનું હતું તે થયું; હવે રોવે શું થાય. હમારાં પણ નસીબ ફુટયા કે રાજા દેવલોક થયા પછી ઘણું કહીને ઉઠતી વેળા બોલ્યા કે, બાઇ હવે રોવે કાંઇ વળે એમ નથી. હમારા નવા રાજા કુંવારા છે તેમની સાથે પરણાવીશું ને તમને પટરાણી કરીશુ. આ બે વાહણ તમે અમને આપજો એ તે હમને એક સોપારીનો કટકોજ, ને પછી ઇનામમાં કાંઇ ગામ ગરાસ પણ તમારી સેવા પેટેજ અપાવજો. આવું બોલવાથી રાણીને દાસીને ખાતરી થઇ કે રાજા અભયસિંહને જીવતો જાણસે તો અવશ્ય મારી નંખાવે તેથી તે તો રોજ પેટીમાં રહે ને વખતસર ભોજન આપે તે ખાઇ અંદર જ સુખે રહેતો હતો. બહારથી પેલી બે કામિનીઓ શોક દેખાડવા લાગી ને વાહા-

સઘળા ઉતારૂઓનું પારખું લેતાં રહ્યાં એમ કેટલાક દિવસ ગયા કેડે શહેરનો કિનારો આવ્યો. કિનારે પોહોંચતાં જ વેહે-વારીઆએ પાછા રાણી પાસે આવીને માનસિંહને વેરે પરણાવ-વાનું કહ્યું ત્યારે દાસી બોલી હમારી રાણી નાનાં ને બેસમજ છે. તેને તમારા રાજા સાથે સ્નેહ કરાવતાં કાંઇક દિવસ થશે, માટે પેહેલા તમે ઉતરો અને રાજાને સમજાવીને હમને કોઇ અલા-એદા મહેલ અપાવવો. ત્યાં એક મહિનામાં એને સમજાવીશું એટલે રાજા પણ હમારી પાસે આવતો જતો થશે ને બન્નેનો મિલાપ થતાં સેજમાં કામ થઇ જશે. આ વાત વાણીઆઓના ધ્યાનમાં ઉતરી તેથી માનસિંહ પાસે વહેલા વહેલા જઇ તેને વાસ્તે રાણી લાવ્યાં છે તે કહી વધાઇ આપી પછી દાસીના કહેવા પ્રમાણે જુદા મહેલની સોઇ કરાવી, તેમાં દાસીને હંસાવલી અસબાબ સાથે ઉતર્યાં, હંસાવળી ને દાસીને બાળપણથીજ બેનપણાં હતાં. તેથી તેઓ હમેશ સરખો શણગાર સજતાં, દાસી જાતે કુલીન કુમારીકા ને કાન્તીદાર, તેથી તે હંસાવળી કરતાં કઇ ઓછી દીપતી હતી નહીં જે મહેલમાં તેઓ ઉતર્યાં તેના દરવાજા ઉપર ચોકી છે. ને હુકમ લઇ જવા લાવવાને નીચે બે લુંડી છે તે રાજાના મેહેલથી આવેલું ખાણું આપવા વેળાસર રાણી પાસે આવે છે તે શીવાય મહેલમાં કોઇને પ્રવેશ થઇ શકતો નથી. આ પ્રમાણે માસ એકની મુદત ગુજરી કે માનસિંહને જાવાની રાજપુત્રી જોવાનું મન થયું. નોકર લોકોએ લુંડીને કહ્યું ને લુંડીએ ઉપર ખબર આપી કે રાજા આવે છે. દિવાનખા-નાના એક ભાગમાં પેટી રાખી હતી. જ્યારે રાજા સાથે વાત થાય ત્યારે અભયસિંહ પણ સાંભળે, રાજા માનસિંહ દીવાનખાનામાં દા-ખલ થશે તેને જોતાંજ બીજો અભયસિંહજ આવી ઉભો હોય એમ

લાગ્યું દિવાનખાનામાં એક સિંહાસન હતું તે ઉપર હંસાવળી બેઠી હતી. માનસીંહ આવ્યો તેવી જ માનુની જાણે પંખી ઉડીને ઉતર્યું હોય તેમ ઉતરીને દીવાનખાનાના અંદર પટમાં જઇ બેઠી તેજ વેળાએ દાસી અંદરથી આવી ને રાજાની સામે ઉભી, તેનું રૂપ અને શણગાર જોઇ માનસિંહ થોડોક ભોળવાયો કે આતો હંસાવળી ન હોય પછી તેજ મુકરર કરીને સિંહાસન પાસે કનક બાજઠ ઢાળેલો હતો તે ભણી આંગળી કરી કે તે ઉપર દાસી જઇને બેઠી.

" હે રાજા ! તું મારી રાણીને વરવા આવ્યો છું તો ઠીક પણ મારી પાસે એક વાત સાંભળીને તું વરશે તો તેમાં તારૂં કલ્યાણ છે. વાતની વીગતથી એક વખત તું સાવધ થઇને વિવાહ લેવડાવજે પણ તે પહેલાં મારી બાઇની ખુશી નથી કે તું તેને નજરે પણ જુએ " તેના કહ્યા ઉપરથી માનસિંહ સમજ્યો કે આ તો દાસી છે. તે બોલ્યો; હે દાસી ! તારી શી વાત છે તે કહે ત્યાર પછી હું મુહૂર્ત લેવડાવીશ. દાસી બોલી આમ વાત થાય નહીં. મારી રાણીની એક સરત છે, કબુલીશ ત્યારે વાત થશે રાજાએ પુછ્યું શું છે તે કહે. હું વાત કરૂં તેમાં તું કાંઇ પણ વચ્ચે બોલે કિંવા તારે માથે ખેંચી લે તો હું વાત અટકાવીશ ને તું તરત પાછો ફરી જાય, પછી તેજ સરતથી કાલે આરંભીશ. " માનસિંહ માનુનીનું વેણ સાંભળી બોલ્યો કે એવી વાત શી હશે, કે તે હું મારા માથે ખેંચો લઇને વચ્ચે બોલીશ તેથી ઉલટો આતુર થઇને કહ્યું કે બોલ ! બોલ ! મારે તારે શરત કબુલ છે. તોય દાસીએ ન માન્યું ને વચન માગ્યું માનસિંહે વચન આપી કહ્યું કે " જા રજપુત બચ્ચાની દુવાઇ છે " એ મારૂં વચન છે, તારી વાતમાં હું વચ્ચે બોલું તો તું બંધ કરજે ને વળતી રાત્રે આગળ ચલાવજે. વાત પુરી થયા પછી પણ જો તારી રાણી

ખુશીથી વરશે તો હું વરીશ ત્યાં સુધી હું તેનો રક્ષક છું તે વીશે તું ખાત્રી રાખજે.

**દાસી**—હે રાજા ! હું છેક નાની બાળક હતી ત્યારે મારી ધાવે મને એક વાત કહી હતી તે હું કહુ છું તે તમે સાંભળો.

**"સુનીઓ સખીરી સૈયાં મુજ દર્દકી બાતાં"-એ રાગ.**

મહારાજ વાત મારી, દુઃખથી ભરેલી ભારી,
કરી તોલ આપે એનો, મુજનો કોઇ વિચારી. મહા.
શુભ ક્ષત્રી કુલમાંહી, બે ભ્રાત ભાગ્યશાળી;
શુરવીર ટેક ધારી, કાંતી ઘણી રૂપાળી. મહા.
નિજ બાગમાં પધારી સંધ્યાસમે બીરાજી,
શોભા નીહાળી ઝાઝી, રહેતાં હમેશ રાજી. મહા.
એક સમય તો દીનાં, તે ઋત બેસતે વસંતે
એક પદ્મિની પધારી, જળ કાજ ખુબ ખંતે. મહા.
નીરખી વડીલ મોહ્યો નિજ ધર્મને વગોયો;
શર ચાંપ આપ પ્રોયો, ઘટ ફોડી ચીર ધોયો. મહા.
લઈ વાત સર્વ તાતે, દીવસે બીજે પ્રભાતે;
કરી ક્રોધ ચિત્ત સાથે, અણાવ્યો ધિક્કાર હાથે. મહા.
નિજ દેશ પાર કીધા. ચાલ્યા બે સાથ સીધા;
વનવિકટે માગ લીધા, ભયથી જરા ન બીધા. મહા.
એક વાવને કીનારે, ઉતર્યા વિના વિચારે,
જલ માટ ભ્રાત નાનો, બહુ હોંસથી સિધારે. મહા.
કરી પાન લેખ જોઇ, વાંચ્યુંજ ચિત પ્રોઇ.,
કદીએ મનુષ્ય જાતો, બેસો અહીં ન કોઇ. મહા.
ભુલતા રહો કદાપી, જળ ન પીઓ તથાપી;
કદી તે છતાં પીએ, તો નિશ્ચ ના રહો કદાપી. મહા.

દેવી તણી પ્રતિજ્ઞા કરશે, જો ભંગ જાણી;
નીજ કાલ આપ હાથે, આણે જરૂર તાણી. મહા.
સહી એ વૃત્તાંત નાના, કહે જ્યેષ્ટને કે માનો;
વચનો એ અંબીકાના, મનમાંહી સત્ય જાણે. મહા.
મોટો ન કાંઇ માન્યું, કરમે લખ્યું થવાનું;
સુતો વડો નીરાંતે, આવ્યું નજીક કાણું. મહા.
નીશ અર્ધ છે વિતેલી, દેવી બે સાથ બેલી,
શરમાય સૂર્ય એવી, નાને દીઠી ઉભેલી. મહા.
સુણવા વૃતાંત પુરો, નીજ સોડ તાણી પોઢયો;
સહુ કાલ આપ જાણ્યો, નીરખ્યો ફણીદ પાદો. મહા.
મણી કાજ નાગ ગારી, નીજ ભ્રાત પાસ આવી,
મણી પાઘ સાથ બાંધી, જાગ્રત કર્યો જગાવી. મહા.
ઉઠી દુર જઈ વિરામ્યા, શુભ સ્થાન રમ્યા પામ્યા;
કહે છે વડીલ પ્યારા, કર નીન્દ ભ્રાત મારા. મહા.
સુણી તે સુતો નીરાંતે, વડ ભ્રાતને એકાંતે;
ચઢી ઉંઘ ખુબ ખાંતે, સુતો વડીલ જાતે. મહા.
પછી નાગણી પધારી, નીજ વેરીને વિચારી;
ધસીને અનુજ પાયે ડસી, ક્રોધ ઘાવ કારી. મહા.
ઝબકી ઉઠયો ડરીને નિજ કૃત્યથી કરીને;
કર મધ્ય લેખ કીધો, સુતો પછી ફરીને. મહા.

માન૦—અહા ! આ વાત આબેહુબ મનેજ મળતી છે. હા, અમે બે ભાઇઓ સાથે એજ માફક વનવાસમાં નોકળ્યા અને મારાથી નાનો છે તે ઘણો ચતુર બંધુ અકાળ મરણને વશ થયા છતાં હું હજી સુધી જીવું છું કેવુ કઠોર મન ? ઓ દાસી તારી વાત શું હવે પુરી થઈ

સખી૦—ના મહારાજ, મારી વાત તો હજી ઘણી બાકી છે. પણ એટલામાંજ પોતાનાપર ખેંચી લો છો ત્યારે આગળ કેમ ચાલશે.

માન૦—પણ મારા મરણ પામેલા બધુની યાદ આવવાથી મરૂં મન ભરાઇ આવે છે, અરે એનું શું થયું હશે ?

સખી—પૃથ્વિનાથ ! તમારા કહેવાય મુજબ તમારા બંધુ તો મરણ પામ્યા છે પણ મારી વાતનો તો નાનો ભાઇ પાછો જીવતો થયેલો છે.

માન૦—શું ત્યારે મારો ભઇ જીવે છે ! ત્યારે તો મને ટચ-ળાવવો મુકી દઇ એકદમ તેની ભેટ કરાવવા તું માગે તે આપું.

સખી૦—ઠીક છે ભેટવું સહેલ છે પણ મુશ્કેલ. ઘડી આગળ જે બને તે ખરૂં પણ મારી વાત સાંભળો.

## કટીબંધની ચાલે વિનય સંગાતે બોલે વેદર્ભી સુંદરી.

લખ્યું નાને સ્વહાથે, ખરા ક્ષત્રી હો જાતે;<br>
ખરો પ્રેમ હેય હું સાથે, મને તજી જાઓ રાતે.

ન બાળો દેહ મારી, જ્ઞાને લેજો વિચારી;<br>
તજી મુજને પધારો, પોતાનું સુખ વધારો.

ગયો વડ ભ્રાત ચાલી, મણી શાર પેચ ઘાલી;<br>
ચંદ્રાવતી રાજ્ય ખાલી, મળ્યું થયો ભાગ્યશાળી.

રહ્યો વન મધ્ય નાનો, અચેતન શબ સમાનો;<br>
દિનો ત્રણ બાદ આવ્યો, સોદાગર પોક લાગ્યો.

સતી કન્યા તે સાથે, વરી શત્ર સાજ હાથે;
આવ્યો અંધ વિપ્ર તેને, જીવાડ્યો એ ઋષિ જાતે.
તેને નીજ શ્રી બનાવી, ઇચ્છા પૂરી પડાવી;
લઇ આજ્ઞા એકલો, વધ્યો વનવાસ ફેલો.
આવ્યો ચંદ્રાવતીએ, બને લખ્યું જે રતીએ;
દરવાને દુષ્ટતઓ હણ્યો, શમશેર ઘાએ.
ભૂષણ લઇ ઉતારી, મુક્યો ખાડે નીવારી;
કુંભારે ઘેર લાવી, દીધો સાજો બનાવી.
બન્યું એક નાવ તેવે, ચાલે બત્રીશે ટેવે;
મળ્યો નહીં અન્ય જેવે, સહુ તેનેજ હેવે.
ન વળુ વૈશ્યનું જ્યારે, કહ્યું નૃપ પાસ ત્યારે;
નૃપે નિજ સૈન્ય સાથે, સોંપાવ્યો વૈશ્ય હાથે.

માન૦--અરે, શું ત્યારે મેં પાપી હાથે કરીનેજ મારા નાના ભાઇને મારવા આપ્યો? 'ધીક્કાર ધીકકાર! આ જીવિતને, બળો આ રાજપાટ, હવે મોત આવે તોજ ભલું.

રુખી૦—પુરી વાત સાંભળ્યા પહેલાં આમ ઉશ્કેરાઇ જાઓ ત્યારે તે વાતનો તોલ કેમ થશે? માટે મારી વાત સાવધાનપણે સાંભળો પછી બીજી વાત.

માન૦--હા ત્યારે ચલાવ આગળ

## લાવણી-તેરી તો કુદ્રતમેં હુવે બદનામ-એ રાહ.

સુણો મહારાજ કથા મારી ઉઆં શિર દુઃખનાં તરૂ ભારી;
ગયાં બાંધી સાગર આરે, ચાંડાલ બત્રીસો ધારે.

વદે દુખીઓ નર ત્યારે, ચાલવું નાવ વિના મારે;
કાપ મુકયો નિજ હાથ ઉપરને, છાંટયું લોહી જેમ.
નાવ થયું તે ચાલતું કોઇ વિમાન ઉડે તેમ;
લાધ્યો મૃત્યુ થકી ઉગારી, ઉગ્યાં શીર.

કહે વણિક વિસ્મય પામી, ખરા જાદુગર નહીં ખામી,
રખે આ નાવ જાય સ્વામી, બને સહુની ખ્વારી સામી.
લીધો સાથે જોર કરીને, ઉપડયા સફર કાજ,
જાવે બંદર ટુંક મુદતમાં, પહોંચ્યાં સર્વે ઝાઝ.
રહ્યા સ્થિર ત્યાં સૌ વેપારી ઉગ્યા શીર;

ગયા દિન થોડા સુખમાંહી, બન્યું કૌતુક રમણીય કાંઇ.
રાજ કન્યાએ ચિત્તચાહી, સ્વયંવર રચના મંડાઇ,
રાજાઓ બહુ ભરત ભુમીના, આવી બેઠા શુર;
વણિક સાથમાં તે દુખીઓ પણ, ગયો વિચારે પુર.
કર્યું પણ હાથણી સણગારી, ઉગ્યા૦

કલશ જે નર ઉપર આવે, રાય નિજ કન્યા પરણાવે;
કરમ સંજોગ ખરો થાવે, વરે કન્યા પુરા ભાવે.
આવી ઢોળ્યો હાથણીએ, કલશ અરજ પર આપ;
પામ્યો રાયની કન્યકા તે, ગયો સકલ પરિતાપ.
મળી ત્યાં રાજયની સરદારી. ઉગ્યા૦

થયો સુખીઓ દુઃખથી છુટી, તોપણ ભાગ્ય દશા તુટી,
વણિક સૌકોની મતિ ખુટી, વિચાર્યું સુખ લેવા ઝુંટી.
પાછા તે નીજ દેશ જવાને, નાવ કર્યાં તૈયાર;
નાનાને છલ ભેદ કરીને, શીખવ્યો વારંવાર,

ન કીર્તિ અહીં રહેતાં તારી, ઉગ્યા૦

કહ્યું નાને રાજા પાસે, હવે મુજથી નહીં રહેવાશે;
જઇક જનની દર્શન આશે, મને ઇચ્છા અતી ઉલ્હાસે.
આજ્ઞા આપો શોક તજીને, બેઉં જઇ માબાપ,
રાજાએ ત્યાં પહેરામણીમાં આપ્યું વિત્ત અમાપ.
વળાવ્યાં બેઉ નરનારી. ઉગ્યા૦

ચલાવ્યું વાહાણુ વણિક સંગે, અધિક ઉત્સાહ ભરી તરંગે,
મધ્ય દરીએ જ્યાં ઉલ્લંઘે, વણિક મતિ ફરી બુરે ઢંગે,
ઝેર મેળવી ચરીણુ સાથે, ખવરાવ્યું હરી ચિત્ત,
જો ન ગતાંરત સખી પ્રિયાની, વાત બનત વિપરીત,
લાધું વિષ બુટીથી ઉતારી. ઉગ્યા૦

છુપાવ્યો ગુપ્ત પેટી અંદર, કર્યું તે મુવો એમ જાહેર,
ધરીને શોક ઢોંગ આખર, રડ્યા વણિકો લુચ્ચા કાફર;
પછી વણિકો કહે, અમારો નથી પરણ્યો કોઇ સાથ;
તેની સાથે અમે તમારો મેળવી દેશું હાથ;
પહેરામણી લેશું મનધારી. ઉગ્યા૦

માન૦—શું એ દુષ્ટ વાણીઆઓ મારા ભાઇને એવી રીતે મારી નાખીને તેની સ્ત્રી જે મારે પુત્રી તેમાન થાય તેનીજ જોડે મને પુરો પાપી બનાવાની ઇચ્છા રાખે છે ? હમણાં જ એ સઉનું સત્યાનાશ વાળું છું પણ દાસી ત્યારે હવે મને તે બે ભાઇઓનાં નામ કેમ નથી કહેતી ?

સખી૦-ચેતજો કે મોટો તે માનસિંહ અને નાનો અભયસિંહ.

માન૦—ત્યારે તો દેખાડ અને પછી લે તારૂં મોં માગ્યું ઇનામ.

આ પછી તે ચતુર સખીએ માનસિંહનું વચન લઇને પેટીમાં રાખેલા અભયસિંહને બહાર કાઢીને બંને ભાઈઓની ભેટ કરાવી આપી. તે જોઈ માનસિંહ અભયસિંહને કહ્યું કે આજ સમાન સુખનો સમય કદી પણ મેં જોયો નથી. તારા વિયોગથી હું જે મહા દુઃખના પહાડની નીચે દબાઇને મહા કષ્ટ ભોગવતો હતો તે સર્વ તારા સંયોગથી નાશ પામ્યા છે માટે તેની ખુશાલીમાં તારી પ્રીયાની આ સખી જેણે માત્ર ઢોંગથી દાસીનો વેશ ધારણ કર્યો છે તેને મારી પટરાણીનું પદ આપું છું જે તમો બેઉએ કબુલ રાખવું " પોતાના વડીલ બંધુનો આવો આગ્રહ જોઇને અભયસિંહે માનસિંહને કહ્યું કે, " અહો વડીલ બંધુ ! ધન્ય છે તમારી વિશાલ બુદ્ધિને ! જે રત્ન વડે અમારો પ્રાણ બચ્યો છે, જેની તેજામય બુદ્ધિનો પ્રકાશ વડે જે સુખ સાગરમાં હીલોરા લઇએ છીએ તે રત્નની આપે નિરીક્ષા કરીને ગ્રહણ કરવાને તત્પર થયા છો તેથી મારા સુખનો સાગર ઉભરાઇ જાય છે.

આ માંગલીક ઉત્સવ સમાપ્ત થયા પછી પોતાના ભાઇ ઉપર જુલમ ગુજારનાર ચોકીવાનોને પકડી મંગાવી તેને માનસિંહે કહ્યું કે અરે ચંડાલો ! તમે મારા ન્યાયવંત રાજ્યને તમારા કુકર્મોથી કલંક લગાડી કાજળથી કાળો ડાઘ લગાડ્યો છે, રાતના શહેરમાં પ્રવેશ ન કરી શકનાર અજાણ્યા મુસાફરોને તેની દોલત સારૂ નાશ કરો છો માટે તમને કાંઇ પણ દયા કર્યા વગર એકદમ ફાંસી લટકાવી દેવાનો હુકમ કરવામાં આવે છે.

આ ચોકીવાનોને આવી સખ્ત શીક્ષા ન કરવા માટે અભયસિંહે કહ્યું કે ભાઇ આજે ઘણે વરસે આપણે પરસ્પર કુશળ ભેટયા તેની ખુશાલીને વખતે દેહાતદંડની શીક્ષા અઘટીત છે.

એટલામાં પહેલા વાણીઆઓ આવી નમન કરી ઉભા તેને જોઇ માનસિંહે કહ્યું કે અરે દુરાચારી પાપીઓ! નીચ તરકટીઓ ધીક્કાર છે તમારા માતપીતાને અને તમારા ધર્મને. જેણે પોતાની સત્તાથી જવામાં તમારૂ દાણુ માફ કરાવી મોટો નફો અપાવ્યો તેનેજ ઝેર દઇ મારી નાખીને તેની પરણેલી સ્ત્રી સાથે મારો વિવાહ કરી મને પાપના અને અપકીર્તિના દરીઆમાં હમેશને માટે ડુબાવવા તૈયાર થયા માટે જો કે તમારી પર કાંઇ દયા કરવી વ્યાજબી નથી છતાં આ મારો ભાઇ મને સહીસલામત મલ્યો તેની ખુશાલીમાં તમારૂં માત્ર ઘરબાર અને માલ મીલકત જપ્ત કરીને જન્મ દેશનીકાલની સજા કરૂં છું એ પછી વાણીઆઓ તથા ખુની દરબારીને દેશની હદના બહાર કાઢી મુકયા.

થોડાક સમય વીત્યા બાદ જોધપુરનો રાજા અમરસિંહ લાખો વણઝારો અને તેની પુત્રી રંભાવતી, લાલસિંહ ધુતારો અને તેની પુત્રી ધુતણા, આ બધાઓ માનસિંહના દરબારમાં દાખલ થયા, આ બધાનો સત્કાર કરી યોગ્ય આસન આપી માનસિંહે બેસાડયા પછી પુજ્ય તીર્થરૂપ પિતાજી ! આ તમારા ઉભય બાળકોનો અજ્ઞાન દ-શામાં થએલા અપરાધ ક્ષમા કરી દયાની નજર કરો. પોતાના પુત્રની આવી નમ્રવાણી સાંભળીને તેણે કહ્યુ કે મારા કુળદીપક કુમારો! ત-મારો બાળપણમાં થએલો અપરાધ લક્ષમાં કરી કહું છું કે તમારે માટે આતુર થએલી જોધપુરની પ્રજા આનંદ આપવા હવે તમે પાછા સ્વદેશ આવો.

મા૦ ચા૦—પિતાજી હાલ તો આ થોડા દીન અહીં રહો પછી અમે આપની આજ્ઞા મુજબ કરવા તૈયાર છઇએ.

**અજીત**-આ વિદેશવાસીઓ કોણ છે?

**લાલ**--મહારાજાધિરાજ ધુતારપણુનો આ લાલસિંહ આપને વિનંતી કરે છે કે મારી પુત્રીને આપના કુંવર માનસિંહજી ગંધર્વ લગ્નથી વરેલા છે તે હવે યથાવિધિથી પાણીગ્રહણ કરવા આપ આજ્ઞા આપશો.

લાખો-પૃથ્વીપતિ ભયંકર વનમાં સર્પડંશથી શબવત થએલા આપના નાના કુંવર અભયસિંહને વરીને આજ સુધી મારી સાથે રહેલી આ પુત્રીનું યથાવિધિથી પ્રાણીગ્રહણ થવા આજ્ઞા આપશો.

**હંસા**--પિતાજી સ્વયંવર મંડપમાં અનેક રાજા રાણીઓની મધ્યમાં કુંભાર પુત્ર વણિકના નેકર અને જાદુગર જાણી આપણા નાના પુત્ર સાથે યથવિધિથી વરેલી આ જાવાની રાજપુત્રીને આપની કુળ-વધુમાં દાખલ ગણવાની રજા આપશે.

**સખી**-પિતાજી આપના નાના પુત્રનો પ્રાણ ઉગારી વિયોગી ઉભય બંધુઓનો સયોગ કરાવવાથી આપના વડીલ પુત્રે વચથી વરી પટરાણી કરેલી આ હંસાવલી સખીને કુળવધુમાં લેખી કૃતાર્થ કરશો એવી વિનંતી છે.

**રાજા**—અહા આજે હર્ષનો સાગર છલકયો છે. આ બધું વર્ણન સાંભળી હર્ષથી હું ઘેલા જેવો બન્યો છું. મારા પ્યારા પુત્રોના મિ-લાપની ખુશાલીમાં સર્વની મનેચ્છા પુરી કરવાની હું રજા આપું છું, તેથી આ મારા વડા પુત્રે લાલસિંહની પુત્રીને તથા હંસાવલીની સખીને યથાવિધીથી ગ્રહણ કરી મારૂં અસલનું રાજ્ય સંભાળવા જોધ-પુર આવવું તેમજ આ મારા નાના પુત્રે વણજારાની પુત્રીને અને જાવાની રાજકન્યાને વિધિપુર્વક વરી અહીંનું રાજ્ય ચલાવવું.

આ પછી જોધપુરના રાજા અજીતસિંહે અભયસિંહને રાજ્યાભિ-
ષેક કરીને વડીલ પુત્ર માનસિંહને સાથે લઇ વાજતે ગાજતે ધામધુમની
સાથે જોધપુર આવ્યા. જોધપુરની પ્રજાએ પુષ્પની વૃષ્ટિ કરી વધાવી
લઇ આનંદ રૂપી સાગરમાં ઉછળવા લાગી. અજીતસિંહે જોધપુરનું
રાજ્ય માનસિંહને સોંપી પોતે પોતાની બાકી રહેલી જીંદગી ભગવત
સ્મરણમાં કાઢવા માટે એકાંતવાસ કીધો.



ગુજરાતી ભાષાંમાં સ્પિરિચ્યુંએલિઝમ વિષેનો અપૂર્વ ગ્રંથ

# સચિત્ર પ્રેતાત્માવિદ્યા

## અથવા ભૂત—પિશાચનું આવાહન,

(૩૭૦ પુષ્ઠ ૩૦ પ્રકરણ, ૩૪૮ બાબતો ૨૫ ચિત્રો સોનેરી પાકું પુઠું, ઉંચા કાગળ.

(લેખક તથા પ્રકાશક-ચુનીલાલ વર્ધમાન શાહ સારંગપુર અમદાવાદ)

ભૂત-પ્રેત-પિશાચ છે કે નહિ, હોય તો તે ખરાં છે કે નહિ. ખરાં હોય તો તેમને બોલાવી શકાય કે નહિ, બોલાવી શકાય તો તેઓ સાક્ષાત દર્શન આપે કે નહિ, દર્શન આપે તો તેઓ આપણી સાથે વાતે કરે કે નહિ, વાત કરે તો કાંઇ હિતનો માર્ગ સુચવે કે ભય પમાડે! ભુત વળગે છે એ શું ખરૂ હશે! વળગાડ દુર કરવાના કાંઇ ઉપાયો હશે? ભુતો વાસનાબધ્ધ હોઇને સારાં માઠાં કાર્યો તથા ચમત્કારો કરે છે ખરાં આ બધા પ્રશ્નોના જવાબો ટુંકમાં જુદા જુદા પ્રકારના મનુષ્યના મૃત્યુમાંથી માંડીને તેનો પુનર્જન્મ થતાં સુધીની તેની વિવિધ પરિસ્થિતિ તેમજ પ્રેતાત્માનું આવાહન કરવાની જુદી જૂદી રીતે આવાહનની શક્તિ મેળવવાની રીતો, ભુતોને વાસાનામાંથી મુક્ત કરવાની તેમજ તેમના વળગાડને દૂર કરવાની રીતો ભૂતો પરલોકના અનુભવની કથનીઓ ભૂતોના સાચા ફોટોગ્રાફ એ બધું આ પુસ્તકમાંથી મળશે, પુસ્તકની પ્રસ્તાવના શેઠ પેસ્તનજી ધનજીભાઇ મહાલક્ષ્મીવાળા જે, પી. એ લખી છે. તેઓ યુરોપ-અમેરીકામાંજઇ આ વિદ્યાનો જાત અનુભવ લઇ આવ્યા છે. આ પુસ્તકને માટે તેઓ લખે છે કે—"ખચિત જ આ પુસ્તક વાંચવાથી લોકોમાં સ્પિરિચ્યુએલિઝમ વિષે ભૂલભરેલો ખ્યાલ ફેલાયેલો છે તે દુર કરીને તેને ખરા આકારમાં રજુ કરવામાં આવ્યો છે અને તેમાં કર્તાનો આવિ-

# સારંગધર સંહિતા

## મુળસહિત ગુજરાતી ભાષાન્તર.

વૈદકશાસ્ત્રનો આ વિશ્વાસપાત્ર ગ્રંથ છે. આમાં જુદા જુદા દેશની આબોહવા ઉપરની ઓષધ આપવાના પ્રમાણ, ઓષધ કેટલી મુદત સુધી ગુણકારી નીવડે, ધાતુ વધારનારા ઓષધો શરીરના જુદા જુદા અવયવોની ઉપયોગી માહીતી, જુદા જુદા રોગોની ચીકિત્સા અને તેના અનેક રામબાણ ઉપાય ઘણી જ સરળતાથી આપવામાં આવ્યા છે. નાગરાદ કવાથ, મુસ્તાદિ, પટોલાદિ, પુષ્કરાદિ, ધાન્યાદિ, દશમુલાદિ આદિ ઘણી જાતના કવાથ બનાવવાની વીધિ છે. આમલક્યાદિ ચુર્ણ પિપ્પલી, લવંગાદિ, સિતોપલાદિ, સંજીવની, ચિત્રકાદિ, નારાયણ, મહાખાંડવ, હરીતકયાદિ, સુદર્શન, લવણપંચક, કૃષ્ણાદિ, શુંઠયાદિ, કર્કોટી અભયાદિ, ત્રિવૃતાદિ, આદિ ઘણી જાતનાં ચુર્ણ બનાવી રીત અનુપમ છે, યોગરાજ ગુગળ, કિશોર ગુગળ, ત્રિફળા, ગોક્ષુરાદિ, કાંચનાર ગુગળ, આદિ ઘણી જાતના ગુગળ બનાવવાની રીત. લાક્ષાદિ, નારાયણ, શતાવરી, નિંબબીજ, કરંજાદિ, હિંગ્વાદી, બિલ્વાદી, પાઠાદિ, માષાદિ. નાલિકાદિ, ઇરીમેદાદી, વીગેરે ઘણી જાતના તેલ બનાવવાની વિધિ. ઉશીરાસવ, કુમાર્યાસવ, લોહાસવ. દ્રાક્ષાસવ, લોહાસવ આદિ આસવો તથા જુદી જુદી જાતના અવલેહ બનાવવાની રીત, વિડંગારિષ્ટ, ખરોદારિષ્ટ, રોહિતારિષ્ટ, દશમુલારીષ્ટ, કુટજારીષ્ટ આદિ ઘણી જાતના અરિષ્ટો બનાવવાની રીત, સુવર્ણભસ્મ રૂપ.ભસ્મ, તાંબાભસ્મ પીતળની ભસ્મ, નાગભસ્મ બંગભસ્મ હીરાભસ્મ, અભ્રકભસ્મ, આદિ ઘણી જાતની ધાતુ શોધન અને મારણના ઉપાય ઝાલિમ છે. જ્વરારી રસ, લોકનાથરસ, મૃગાંકપોટલીરસ, મહાજ્વરાંકુશ. આનંદભૈરવ, વછનાગની રસ, માહાતાલેશ્વરરસ, સ્વછંદભૈરવરસ આદિ ઘણી જાતના રસ બનાવવાની રીત. પરસેવો કાઢવાના જુદી જુદી જાતના પ્રકાર, વમન (ઉલટી)ના જુદા જુદા પ્રકાર, રેચ આપવાના જુદા જુદા પ્રકાર. બસ્તીના જુદા જુદા પ્રકાર, ધુમ્રના પ્રકાર. જુદી જુદી જાતના લેપ જુદી જુદી જાતનાં અંજનો, આદિ વિષયોનો સમાવેશ આમાં છે. પાકું પુઠું કિં. રૂ. ૪॥. પોસ્ટેજ ૮ આના જુદા.

ષયનો ઊંડો અભ્યાસ પ્રકટી રહેછે. વળી સ્પિરિચ્યુએલિઝમને નામેથી જે બનાવટોથી એ સાચી વિદ્યા કેટલેક અંશે હીણાય છે તે બનાવટોથી પણ તેમણે લોકોને સારી પેઠે ચેતાવ્યા છે: એટલે આ પુસ્તક વાંચવાને અને તે માર્ફતે સ્પિરિચ્યુએલિઝમનું સત્ય સમજવાને હું વગર આંચકીએ ભલામણ કરી શકું છું કારણકે તેમાંથી આપણને ઘણું જાણવાનું અને શીખવાનું મળી આવે છે."

આ ગ્રંથ શાસ્ત્રીયતા અને વહેવારૂપણું બેઉ જાળવીને તૈયાર કરેલો છે, તે માત્ર પ્રકરણોના મથાળાં વાંચવાથી સમજાશે: (૧) પ્રેતાત્મવિદ્યાનું અસ્તિત્વ. (૨) ભૂત—પ્રેત છે કે નહી ? (૩) મૃત્યુનો ભય ચમત્કાર (૪) ભુત–પ્રેત–પિશાચની દેહરચના (૫) જીવંતા મનુષ્યોના સુક્ષ્મ દેહનો અનુભવ (૬) ભુત-પ્રેતની દુનયા. (૭) ભુત–પ્રેતના શાસ્ત્રીય અને (૮) અનુભવસિદ્ધ પ્રકારો. (૯) ભુતનો ભય અને ભ્રમ. (૧૦) ગેબી મદદગારો. (૧૧) સામાન્ય વાસનાવાળા ભુલોકબધ્ધ પ્રેતો (૧૨) મલિન ભુત–પ્રેતનાં દુષ્ટ કાર્યો. (૧૩) ભુત–પ્રેતના સાધારણ ચમત્કારો (૧૪) ભુત–પ્રેતનો પરિચય કરવાના વિવિધ પ્રકારો. (૧૫) કાજળી હઝરત અને ત્રિકાળદર્શી આયનો. (૧૬) મણિનિધ્યાન અથવા ક્રિસ્ટલ ગેઝીંગ (૧૭) પ્રેતાવાહન કરવા માટેનું મંડળ કેવી રીતે રચવું? (૧૮) પ્લેચેટમાં પ્રેતાવાહન (૧૯) પિશાચ લેખન અથવા ઓટોમેટિક રાઈટીંગ (૨૦) પ્રેતોચ્ચાર શ્રવણના પ્રયોગો. (૨૧) ભુતોના ફોટોગ્રાફના નમુના અને તે પાડવાની રીતે (૨૨) દેહસંચારભુત ભુત કેવી રીતે કરે છે તે વિષે (૨૩) કેટલાક પીશાચિક ચમત્કારોની ઉત્પત્તિ. (૨૪) બનાવટી પીશાચિક ચમત્કારો અથવા રંગભૂમીપર પીશાચોના જાદુ (૨૫) પ્રેતાત્મનો આ દુનીયા સાથેનો સંદેશા વહેવાર (૨૬) ભુતના વળગાડનો વહેમ. (૨૭) ભુતનો સાચો વળગાડ અને તેના ઉપાયો (૨૮) ભુત પ્રેતને વશ કરવા વિષે. (૨૯) દિવ્યદૃષ્ટિ અથવા ત્રિકાળદૃષ્ટિ (૩૦) નવો અવતાર પુનર્જન્મ.

મુલ્ય રૂ. ૪ પોસ્ટેજ રૂ. ૦ાા

# ધી ઈઝી સેલ્ફ ઇંગ્લીશ ટીચર.

## ભાગ ૧–૨.

ઇંગ્રેજી શીખવાનું આ ઘણુંજ સરળ અને સરસ પુસ્તક છે. આ પુસ્તક એક સારા વિદ્વાન મી. ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી એમ. એ. ને હાથે લખાયેલું છે, જેઓ એક સુપ્રસિદ્ધ શાળામાસ્તર છે અને તેમણે પોતાના લાંબા અનુભવથી ઇંગ્રેજી શીખવા સારૂ આ સહેલું અને સરળ પુસ્તક લખ્યું છે. આમાં ૩૨ પ્રકરણ આપવામાં આવ્યાં છે જેમાંથી ફકત ૯ પ્રકરણ જ શીખવાથી કોઇ પણ માણસનું સરનામું અને ગામનું નામ ઇંગ્રેજીમાં પોતાની મેળેજ લખી શકે છે. જે માણસોને ભણવાનો યોગ નાની ઉંમરમાં કેટલાંક કારણોથી ન આવ્યો હોય તેવાઓ સારૂ તો આ પુસ્તક એક કીમીયારૂપ છે. આવાં નકલી પુસ્તકો ઘણાં નીકળ્યાં છે જેથી **ધી ઇઝી સેલ્ફ ઇંગ્લીશ ટીચર** એ નામ બરોબર વાંચી પુસ્તક ખરીદ કરશો કાગળ તથા છપાઇ ઘણા સ્વચ્છ છે છતાં કિંમત દરેક ભાગની રૂ. ૧ાા મુજબ કુલ રૂ. ૩) બન્ને ભાગ સાથે લેનારને રૂ. ૨ાા પોસ્ટેજ જુદું.

---

# ભવિષ્ય ફળ.

## નવા વર્ષનો તેજીમંદીનો વર્તારો.

આમાં ચૈત્રી ૧૯૮૩ શાકે ૧૮૮૪ની સાલનું ભવિષ્યફળ છે. જેમાં રૂ, સુરત, અફીણ, ચાંદી, ઘઉં, અળશી. સરસવ, તલ, તેલ, ઘી, ગોળ, ચોખા, સોનું, રૂપું વગેરે દરેક વસ્તુની તેજીમંદી તારીખવાર બતાવેલી હોવાથી વહેપારીયોને બહુજ ઉપયોગી છે. પ્રત્યેક નવા વર્ષનું ભવિષ્યફળ એક મહિના અગાઉ એટલે ફાગણ માસમાં તૈયાર કરવામાં આવે છે. કિંમત ૦–૬–૦ વિ. પી. થી. ૦–૧૧–૦

# ધી એંહરીડે કોરસપોન્ડન્સ

## (કિંવા) હંમેશનો પત્રવ્યવહાર.

આ પુસ્તકમાં ગુજરાતી સાથેજ ઇંગ્રેજીમાં પત્રવ્યવહાર કેમ કરવો તેની સંપૂર્ણ માહિતી આપેલી હોવાથી ખાસ ઉપયોગીછે. આમાં જમવાનું નિમંત્રણ નિમંત્રણનો સ્વીકાર, અસ્વીકાર, ઉઘરાણી, રીપોર્ટ દાકતરને બોલાવવા સંબંધી, ભલામણ પત્ર, ભેટ મોકલવા સંબંધી. બેંકમાંથી રૂપીયા મંગાવવા બાબત, મકાન ખાલી કરવા, નોકર રાખવા, અકસ્માત માટે દીલગીરી, પારસલ મંગાવવા બાબત, રજા માટે ચીઠ્ઠી, રજા રદ કરવા બાબત, રેલવેનો ડબ્બો રીઝવર્ડ કરાવવા બાબત,ભુલી ગયેલી વસ્તુ મંગાવવા બાબત, સ્નેહીની માંદગી માટે દીલસોજી;તેનું ઉત્તર:સ્ટીમર સંબંધી પુછપરછ. તેનો જવાબ, પુત્રનો પિતા પ્રતેનો કાગળ, બહેનનું ભાઇ પરનું પત્ર, હીસાબી કારકુનની જગ્યા માટે અરજી; રજા માટે અરજી;રાજીનામા માટે અરજી;મ્યુની० સેક્રેટરીને અરજી, રેલવે સત્તાધિકારીને અરજી,મુખત્યારની સણંદ માટે અરજી સર્ટીફીકેટો, વૈદકીય સર્ટીફીકેટ. પુસ્તક રજીસ્ટર કરવા બાબત, પગાર વધારવાની,બદલી કરવા માટે અરજી, ફરીયાદ દેવાવવા બાબત પોલીસમાં અરજ, જુના નોકર માટે ભલામણ પત્ર,ઉઘરાણી, તેના જવાબ, પહોંચેલા માલની કીંમત મોકલવા બાબત,નવીદુકાન ખોલ્યા વિષે, આડત બાંધવા સંબંધી, એક દુકાનદારનો બીજી પેઢી સાથે સંબંધ શરૂ કરવા, તેનો જવાબ, મકાનભાડું જણાવવા બાબત, મકાનમાં સમાર કામ કરી આપવાની શરત, હૂંડી મોકલવા બાબત, હૂંડીનાં નાણાં મળ્યા બાબત, ઘરનો વીમો ઉતરાવવા બાબત, મકાનભાડું વધારવા બાબત કોઇ પેઢીમા રૂપીયા જમે કરાવવા બાબત, મકાન ખાલી કરવાની નોટીસ, મકાનનું ભાડું વધારવાની તથા ઘટાડવા બાબત, મંદવાડ મરણ તે સંબંધી દીલસોજી પત્રો, અનેક કારણ માટે માફી માગવા તથા આપવાની જુદી જુદી જાતના પત્રો, ભાડાચીઠી અને દસ્તવેજ વિષે ઘણી જાતના નમુના વિગેરે અસંખ્ય બાબતોના નમુના આમાં તૈયાર આપેલા હોવાથી તેમજ તે સાથેજ તેનું ગુજરાતી આપેલું હોવાથી ખાસ ઉપયોગી છે. એક વખત આ પુસ્તક તમે તમારા ટેબલ ઉપર રાખશો તો ખસેડવાનું મન થશે નહી. આજેજ મંગાવો કિં. ૧॥ પોસ્ટેજ ०ã જુદા.

આવી જાતનાં બહાર પડેલાં પુસ્તકોમાં સૌથી મોટું,
અને સસ્તું પુસ્તક.

# શાક, પાક, પકવાનશાસ્ત્ર.

આમાં જુદી જુદી જાતના ગરમ મસલા જેવા કે પારસી રીતનો શાકનો મસાલો, શાકનો સાદો મસાલો, શાક દાળનો ગરમ મસાલો, રાઇનો મસાલો, ખોપરાનો મસાલો, મેથીનો મસાલો, ભજીયાનો મસાલો, શાકદાળનો દક્ષિણી રીતનો મસાલો, શાકભાતમાં મેળવવાનો લોટનો મસાલો, હિંદુસ્તાનની રીતનો ગરમ મસાલો, પાનનો મસાલો; જુદી જુદી જાતની ચટણીઓ તથા કચુંબરો જેવી કે, રીંગણાંની ચટણી કાંદાની, થોરનાં પાંદડાંની, અડદની દાળની, આંબલીની, આંબળાંની, દ્રાક્ષની, કેરીની, કેળાંની, કોથમીરની, ફુદીનાની, મસાલાના ભાત જોડે ખાવાની, આદાની મીઠા લીંમડાની, કાચા દાડમની, કોઠાંની કરમદાંની, ચણાની, દાળની, લીલાં મરચાંની, કોકમની, ઇંગ્રેજી રીતની, ફુદીનાની, તલની, લસણની, જીરાની, ખજુરીની, ટામેટાંની બંગાળી રીતની, શેરડીનો સરકો, ગોળનો સરકો, લીંબુના રસનો, જાંબુના રસનો. કાંદાનો કચુંબર, પપૈયાનું કચુંબર, કેરી તથા રાયનું, ગાજરનું, મુળાનું, મોગરીનું, કાકડીનું કચુંબર, જાત જાતનાં રાયતાં, જેવાં કે બટાકાનું રાયતું, કાકડીનું રાયતું, કહોળાનું, ખારેકનું, દ્રાક્ષનું, ખો...નું, લીલાં મરચાં આદુ અને કોથમીરનું, સુરણનું, શક્કરીયાંનું, મુળાનું, મોગરીયોનું, પપનસ . . .ળવીનાં ડાંડલાનું, જામફળનું, આંબળાનું રાયતું; તેમજ જાતજાતનાં અથાણાં જેવાં કે બાફેલાં લીંબુનું. અથાણું, છીણેલી કેરીનું, ચારૂણીદાર કેરીનું અથાણું, ગુજરાતી રીતનું મેથીયા કેરીનું રાયતા કેરીનું અથાણું, કેરીનું મોગલાઇ અથાણું. આદાનું અથાણું, કોબીફ્લાવરનું, ડુંગળીનું, ગાજરનું, ચવચવનું, બાફેલી કેરીનું લીંબુનું, મીઠી કાકડીનું, લીંબુ હળદર તથા આદાનું, કેરીનું, ગુંદાનું ગરમરનું, કાઠીયાવાડી ડાળાંનું, લીંબુ હળદર તથા આદાનું, વાંસનું,

લીંબુનું મદ્રાસી રીતનું. કુંવળનું, કરમાંનું. બાવળના પંરડાનું, ફણુસનું વીગેરે; તેમજ જુદી જુદી જાતનાં પકવાન જેવાં કે કંસાર, ચુરમાના લાડુ, શીરો કરવાના રીત, વેડમી (પુરપોળી), માલપુઆ, પાપડ, અનારસા, ગુલકંદ ગુલાબજાંબુ, ગુલગુલાં દહીનાં તથા માવાનાં, દુધની, ગુલફી, ગોળપાપડી, ગાંઠીયા, ઘારી, ઘારી બદામ પીસ્તાની, અમૃતપાક મેહસુર, મોહનપાક, ઘારગા, ઘુઘરા, ઘેબર, ઘસોટ, ચીકી, જલેબી ઢોકળાં સાદાં તથા ફીણેલાં, ખમણઢોકળાં, દહીવડાં, દહીથરાં, દુધપહુવા, દુધપાક, દુધગોટલી થુલી, દખલીગ્સ, નાનખટાઇ, પરેઠા, પીસ્તાની પાપડી, દુધનાપરૂ, પુરણીઆ કેળાંની પુરી, ખારીપુરી, દહીંની, પુરી, પુરી કેરીના રસની, શીંગોડાના લોટની. બટાટાંની, પંચામૃત, ચોખાની પાપડી, ગગનગાંઠિયા, પેંડા, પાઉ, બદામની. પાપડી, બરફી, બદામની રોટલી. બાસુદી, દુધના બીસકીટ, ગળ્યાં બાસકીટ, બીરંજ, ચતુરંગી, બારંજ, ફુલવડી, દુદીઆ, ફાફડા, ફરસીપુરી; મથુરાના પેડા, સુકા. મીઠા ભાખર, ઠોર, આરમીનીયન મીઠાઇ, મેહસુર માવાનો બદામનો, મરકી, મોહનથાળ, મોદક, મેડાં પુરણુાના બાટી મારવાડી, પુરગુંયા મોદક, બુંદીના લાડુ. વેસણના લાડુ દળના લાડુ. મગદળ તથા અડદીયા. લાડુ, ચોખાના લોટના લાડુ, ગુજરાતી લાડુ ચોખાના આટાની ખીર, ચોખાની કણકીની ખીર. સેવની ખીર, ચોખાની ખીર, લીલા શ્રીફળની ખીર, બદામની ખીર, તલની ખીર, દ્રાક્ષની ખીર, ખારેકની ખીર, બટાટની ખીર, સુરણની ખીર, શીખંડ બાસુદી. હલવો કરવાની રીત, સુતરફેણી, રોટલી ઘીની, ફુલકા, ખમરી રોટલી, ખજુરીની ટોપલી, ખાંડની રોટલી, ખોપરાની રોટલી, બાખરવડી, કેવડો, ચાસની બનાવવાની રીત, ઘેંસ, ઘુઘરા લીલવાના, ખજુર, ચોપડા, બાવટાના લાડવા, તલના લાડવા, વઘારેલા મહાયા, મકાઇનાં વડાં, મકઇનું. ઓરમું. ખાજા ખાજલી, સાટા, મેસંકુટ, રાઘવદાસી મોદક, ચોખાના લાડુ, લાપસી, કુરડાઇ, કરકરવડી, કોકણીવડાં; મગફળીના લાડુ, સાદો ભાત, દહીંવાળો ભાત વંતાકનો ભાત, બટાટાંનો, ઘીલોડાંનો, તુરીઆનો, પરવરનો, ગોળભાત, બદામનો ભાત, ચાસણીનો મીઠો ભાત,

કેસરી ભાત, અન્નાનસનો ભાત, મસાલાનો ભાત, ગુજરાતી ખીચડી, બાજરીની ખીચડી, વઘારેલી ખીચડી, મનપસંદ ખીચડી, મહમદબાદશાહી ખીચડી, સોલા ખીચડી, કેસરીયા ખીચડી આંબળાનો મુરબ્બો કેરીનો મુરબ્બો, મદ્રાસી રીતનો મુરબ્બો, કોહળાનો, દુધીનો, બદામનો મુરબ્બો; અંજીરનો, અન્નાનસનો મુરબ્બો, કેરીઓના કકડાનો મુરબ્બો કેરીઓની ચીરીનો મુરબ્બો, મુસલમાની રીતનો કેરીઓનો મુરબ્બો, કરમદાંનો મુરબ્બો, પપનસનો મુરબ્બો, બજોરાંનો, લીંબુનો આંબલીનો મુરબ્બો, મદ્રાસી રીતનો, આદુનો બીજાંનો મુરબ્બો, બોરનો, કેળાંનો, કુંવરનો, કારેલાંનો, ગુલકંદ તથા ગુલાબનો મુરબ્બો; આંબલીનું સરબત દાડમના રસનું સરબત ગુલાબનું. પાકેલાં કોઠાંના રસનું સરબત, ખેચીનું સરબત, નારંગીનું સરબત આંબળાનું સરબત આદાનો પાક, સુંદરપાક, બદામપાક, ખોપરાપાક, મેથીપાક, ગુંદર અડદીઓ, સાલમપાક, લસણપાક, મેથીપાક, અડદીયો પાક, સૌભાગ્યસુંઠીપાક, હરડેપાક; મસળીપાક, આમ્રપાક, મહાકામેશ્વરપાક, કારેલાનું શાક, કકોડાનું, શાક કેળાંનું શાક, કહેળાનું શાક, કોળંબડાનું શાક વંત્યાકનું શાક, વાલોળનું શાક, કાલીંગડાનું શાક, પરવરનું પડોળાનું, પાપડીનું, ગલકાંનું, ગવારફળીનુ, ચોળાફળી, ગંગડાનુ, ગીલોડાનું, તુરીયાનું ડોડીના ડેડવાનું દુધીનું, સીંગરીઓનું. સરગવાની શીંગોનું, ભીંડાનું, ખડબુચનું, ખીરાનું, સુરણનું, રતાળુનું, અળવીના ગાંઠીયાનું, બટાટાનું, શકરીયાનું, ભોયકોહળાનું, કોબીજનું, મેથીનું તાદળજાનું, સુવાની ભાજી, બટાટાની પતરી, પતરવેલીયા, આંબલીનો ચુંચેડો કેરીઓનો ફજેતો આદિ સર્વ જાતનાં શાક પાક પકવાન મુરબ્બા અરાણાથી આ પુસ્તક ભરપુર હોવાથી આવી જાતનાં બહાર પડેલાં સર્વ પુસ્તકોમાં શ્રેષ્ઠ છે. વિશેષ ખાત્રી પુસ્તક જોવાથી થશે. કાગળ ગ્લેજ ઉંચા પાકું પુંઠું અક્ષર સ્વચ્છ તેમજ ઓછું ભણેલી સ્ત્રીઓ વાંચી શકે તેવા છતાં કિંમત રૂ. ૧-૮-૦ પોસ્ટેજ ૧ આનો જુદો.